થવા માટે, તેમજ-સંસારમાં માયાજાળમાં સપડાયેલા આત્માને-જીવાત્માને માયાની કલ્પના મટાડીને પોતાનું આત્યન્તિક કલ્યાણ સાધવા માટે આપેલાં છે.।

આ પ્રમાણે કરણ-કલેવર પામેલા સઘળા માનવ પ્રાણીઓને સ્વમુક્તિ સાધવા માટે અને આ ભવપ્રવાહમાં તણાતાં તરવાના સાધનરૂપ આ સર્વાંગસમ્પૂર્ણ નરદેહ આપેલો છે. તો-આવા અતિ દુર્લભ માનવ દેહને પામીને જે પુરૂષ પોતાના આત્યન્તિક કલ્યાણનું સાધન નથી કરતો, તો તેનો જન્મ સર્વથા નિરર્થક-નિષ્ફળ છે એમ જાણવું.।

ખરૂં છે કે—" धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् " ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થમાંથી એકેય પુરૂષાર્થ જેને સાધ્ય નથી તો તેનો જન્મ અજાગળસ્તનની માફક સર્વથા નિરર્થકજ છે.।

તેમજ-" देहोऽयं मानुषो राजन् ! पुरुषस्याखिलार्थदः " । " लब्ध्वा जनो दुर्लभमत्र मानुषं...पादारविन्दं न भजत्यसन्मतिः " । " जातिशतेषु लभते किल मानुषत्वं...तस्यामृतं क्षरति हस्तगतं प्रमादात् " । " लब्ध्वा सुदुर्लभमिदं बहुसम्भवान्ते मानुष्यं...तूर्णं यतेत...निःश्रेयसाय " । " नृदेहमाद्यं सुलभं सुदुर्लभम्... पुमान्भवाब्धिं न तरेत्स आत्महा " ।

" बहुजनुर्भ्रमणोत्तरलम्भितां नरतनुं समवाप्य सुरेप्सिताम् ।
मतिमतामिदमेव मतेः फलं विषयतो विरतिश्च हरौ रतिः " ॥

"હે રાજન્ ! આ માનુષ દેહ પુરૂષને સમગ્ર પુરૂષાર્થ આપનારો છે.। આ લોકમાં જે જન બુદ્ધિ, ઈન્દ્રિયો, મન અને પ્રાણ વિગેરે સઘળા અવયવસુસંપન્ન એવા માનવ દેહને કોઈ પણ પૂર્વસુકૃતના સુયોગે અયત્નથીજ પામીને, અસન્મતિવાળો જન જો ભગવત્પાદારવિન્દને નથી ભજતો તો તેને ઘરરૂપી આંધળા કૂવામાં પડેલો ( પાણી વિનાના કૂવામાં પડેલા ) પશુ જેવોજ જાણવો। સો એ સો જાતિઓમાં અથડાતાં-કૂટાતાં કોઈક પૂર્વપુણ્યવિશેષના પ્રભાવથી માનુષભાવને પામે છે, તેમાંય દ્વિજત્વ તો અતિશય દુર્લભજ છે, કદાચિત્ તેય મળે પણ તેના ધર્મનું જો પાલન ન કરે અને કેવળ ઇન્દ્રિયોનુંજ લાલન-પાલન કરવામાંજ જો જીવન વ્યતીત કરે તો તેને તો અનાયાસેજ હાથમાં આવેલા અમૃત-કળશને પ્રમાદથી ઢોળી નાખનારના જેવો મહામૂર્ખ કહેલો છે. કેમ કે-મુક્તિના સાક્ષાત્ દ્વારભૂત આ અતિ દુર્લભ નરદેહને પામીને ભગવદ્ભક્તિ ન કરે અને જન્મ વ્યર્થ ગુમાવે તો તેમાં તેનું શું ડહાપણ ગણાય? નજ ગણાય.। ઘણાક જન્મને અન્તે અતિ દુર્લભ એવા આ માનુષભાવને પામીને, જેની પાછળ મૃત્યુ લાગેલુંજ છે એવું આ ક્ષણભંગુર શરીર જેટલાકમાં ન પડી જાય તેટલાકમાંજ પોતાના આત્યન્તિક કલ્યાણને માટે એકદમ ત્વરાથીજ પ્રયત્ન કરવો.। સર્વ દેહમાં આદ્યભૂત-મુખ્ય શ્રેષ્ઠ એવું નરદેહરૂપ નાવ અને તે પણ સાજુ-સમુ, ગુરૂરૂપી કર્ણધારવાળું અને ભગવાનરૂપ વાયુની અનુકૂળતાવાળું, વિગેરે સાધનસુસંપન્નતાના યોગવાળું પામીને પણ જે પુરૂષ ભવાબ્ધિને જો ન તરે અને સંસૃતિગર્તમાં ગોથાં ખાયા કરે અને આત્માનો ઉદ્ધાર ન કરે તો તેને સ્વયં ભગવાન આત્મહત્યારો કહેછે.। ઘણા જન્મથી ભ્રમણ કરતાં

કરતાં પ્રાપ્ત થયેલી, મોટા દેવોને પણ ઇપ્સિત એવી નરતનુને પામીને મતિમાન માનવોની મતિનું એજ મહાફળ છે કે–વિષયોથી વિરતિ અને સર્વાન્તરાત્મા શ્રીહરિમાં પરા પ્રીતિ કરવી. " ।

આવાં આવાં અનેક વચનોથી જુદા જુદા પ્રસંગે એજ વાત મુખ્યત્વે સર્વ-સચ્છાસ્ત્રના સિદ્ધાન્તરૂપે કહેવામાં આવી છે. ।

વળી-" सुखाय दुःखमोक्षाय सङ्कल्प इह कर्मिणः " ।

" सुखमेवेप्सितं लोके सर्वेषामपि देहिनाम् ।
तन्मूलं तु स्मृतो धर्मस्तं रक्षेद्यत्नतस्ततः " ।

" धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः " ।

પ્રાણી માત્રનો સંકલ્પ અપૂર્વ–નવું સુખ મેળવવા માટે હોય છે, કાંતો આવી પડેલા દુઃખથી મુકાવા માટે હોય છે. । બધાય દેહધારીઓને સુખજ પ્રિય હોય છે અને સ્વાનુભવ પણ એવોજ છે, પરંતુ–તેનું મૂળ તો એક ધર્મજ કહેલો છે, માટે પ્રયત્નપૂર્વક ધર્મનુંજ રક્ષણ થવું જોઇએ. । આપણાથી ધર્મનું હનન–ત્યાગ થાય છે, તો આપણુંજ હનન–પતન થાય છે. અને ધર્મનું રક્ષણ–પાલન થવાથીજ આપણું રક્ષણ થાય છે. એમ પ્રાણીમાત્રની ઉન્નતિ–અવનતિમાં પણ મુખ્ય કારણ ધર્મરક્ષણ અને ધર્મહનનજ છે. ।

હવે–તે **ધર્મ** કોને જાણવો ? અને તેનું સ્વરૂપ શું છે ? તેને માટે કહે છે–વેદ–વેદાન્તાદિક અને પુરાણ–ભારતાદિક સકળ સચ્છાસ્ત્રના એક–અદ્વિતીય પ્રણેતા અને પરમ ધર્મના પરમ પ્રવર્તક સાક્ષાત્ સ્વયં **વ્યાસ ભગવાન** પુરાણમાત્રમાં શિરોમણી અને સર્વમાન્ય એવા શ્રીમદ્‌ભાગવત પુરાણમાં આરંભમાંજ સર્વ સચ્છાસ્ત્રનો સ્વાભિમત પરમ રહસ્યરૂપ અર્થ કહે છે કે—

" स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोऽक्षजे ।
अहैतुक्यप्रतिहता ययात्मा सम्प्रसीदति " ॥

પુરૂષોનો મોટામાં મોટો–મુખ્ય ધર્મ એજ છે, કે–જેથી અધોક્ષજ એવા સર્વાન્તરાત્મા પ્રભુ શ્રીહરિમાં ભક્તિ થાય અને તે પણ अहैतुकी કોઇ પણ ફળના અનુસન્ધાન વિના કેવળ ભગવત્પ્રસન્નતા માટેજ કરવામાં આવતી, તેમજ–अप्रतिहता–કોઇ પણ વિઘ્નથી અપરાભૂત–ખંડિત નહિ થયેલી, એવી तैलधारावदविच्छिन्नस्मृतिसन्तानरूपा જે પરા ભક્તિ, કે જે પરા ભક્તિથી સ્વયં પરમાત્મા શ્રીહરિ પૂર્ણ પ્રસન્ન થાય છે. ।

અને વળી–એ ધર્મ જો ભગવદ્‌ભક્તિને ઉત્પન્ન કરનારો ન થાય, તો તે ધર્મ કેવળ શ્રમરૂપજ થાયછે એમ પણ એજ પોતે આગળનાં વાક્યોથી સ્પષ્ટ જણાવે છે—

" धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः ।
नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम् " ॥

સમ્યક્ પ્રકારે અનુષ્ઠાન કરેલો જે ધર્મ ભગવત્કથાઓમાં–શ્રવણાદિક નવધા ભક્તિમાં જો પ્રીતિ ઉત્પન્ન નથી કરતો, તો તે ધર્મ કેવળ શ્રમરૂપજ થાયછે. ।

આ રીતે ભક્તિહીન કેવળ ધર્મની શ્રમરૂપતા કહીને, હવે-તે ધર્માદિકનું ખરૂં-મુખ્ય ફળ પણ ભગવત્પ્રસન્નતાજ છે એ વિગેરે કહે છે—

" स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम् " ।

" एतावान् सांख्ययोगाभ्याम् स्वधर्मपरिनिष्ठया ।
जन्मलाभः परः पुंसामन्ते नारायणस्मृतिः " ॥

" एतावानेव लोकेऽस्मिन् पुंसः स्वार्थः परः स्मृतः ।
एकान्तभक्तिर्गोविन्दे " ॥

" एतावानेव लोकेऽस्मिन् पुंसां निःश्रेयसोदयः ।
तीव्रेण भक्तियोगेन मनो मय्यर्पितं स्थिरम् " ॥

" भवान् भक्तिमता लभ्यः " ।

" मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते " ।

" प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् " ।

" भक्त्या लभ्यस्त्वनन्यया " ।

" भक्त्या त्वनन्यया शक्यः " ।

" भक्त्यैकलभ्यः पुरुषोत्तमोऽसौ " ।

આ પ્રમાણે ધર્માદિક સર્વ સાધનોથી એક ભગવદ્ભક્તિજ પરમ સાધ્ય હોવાથી સર્વ પુરૂષાર્થમાં પણ એજ મોટો પુરૂષાર્થ છે. કારણ કે-અન્ય સર્વ પુરૂષાર્થની અપેક્ષાએ નિરવધિક અત્યુત્તમ ફળ આપનારી એક ભક્તિજ છે, માટે એની સર્વોત્તમતા સ્વતઃસિદ્ધજ છે. । વળી-"श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते" । એમ સર્વ શ્રેયઃસાધનોથી પણ એક પરમાત્મભક્તિજ સાધ્ય વસ્તુ છે, એ સિદ્ધાન્ત સર્વમાન્ય હોવાથી સર્વ પુરૂષાર્થમાં પણ એજ સર્વશ્રેષ્ઠ પુરૂષાર્થ છે એ નિર્વિવાદ નિશ્ચિત અર્થ છે ।

વળી-ધર્મ અને ભક્તિ એ બેની તારતમ્યની વિચારણાના પ્રસંગે પણ ધર્મ કરતાં ભક્તિનું ગૌરવ અતિ અધિક કહ્યું છે.તે એટલે સૂધી કે-" को वार्थ आप्तोऽभजतां स्वधर्मतः ? "। ભગવદ્ભક્તિ નહિ કરનારાઓને એકલા સ્વધર્મથી શો અર્થ સરે છે ? ।

અને વળી ધર્માદિક ન હોય-ગૌણ હોય અને એકલી ભગવદ્ભક્તિ હોય તોય પોતાના આત્યન્તિક કલ્યાણમાં બાધ આવતો નથી, કેમ કે-ભક્તિમાં-ઉપાસનામાં પરમાત્માનું આલમ્બન મુખ્ય હોવાથી તેમાં ધર્માદિકનો સમાવેશ થઇ જાય છે. । પણ ભક્તિ સિવાયનો એકલો ધર્મ તો ગળે પડાણો બાંધીને સમુદ્ર તરવા જેવો ઘાટ હોવાથી કેવળ બોજારૂપજ છે. એટલે કે પોતે તારવાને બદલે ડુબાડનારોજ થાય છે. કેમ કે-ગમે તેવું મહાફળ આપે તોય તે ફળ ભોગવવા જન્મ તો ધરવોજ પડે. । માટે જન્મ-મરણ આપનારા ધર્મ કરતાં, જન્મ-મૃત્યુરૂપ સંસૃતિ મટાડીને પરમ મુક્તિ આપનારી ભક્તિ અતિ ઉત્તમ છે, એ નિર્વિવાદ-નિઃસંશય સિદ્ધ છે. ।

વળી-વિશેષમાં ખુદ ભગવાન પોતાના પરમ પ્રિય ભક્તરાજ ઉદ્ધવજીને કહેછે કે—

" न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ! ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥

भक्त्याहमेकया ग्राह्यः श्रुद्धयात्मा प्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि सम्भवात् ॥
धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता ।
मद्भक्त्यापेतमात्मानं न सम्यक्प्रपुनाति हि " ॥

અહા ? આ ઠેકાણે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પરમ પ્રિય ભક્તરાજ ઉદ્ધવજીની આગળ પોતાનું હૃદ્ગત રહસ્ય વિના સંકોચે કેવું સુન્દર રીતે ખૂલ્લું કરી દે છે ? ।

અને એ રીતે યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ અને વિદ્યાદિક સર્વ ગુણોની અપેક્ષાએ ભક્તિની મહત્તા નિરવધિકપણે સ્વયં ભગવાનજ કહે છે. ।

અને એથી એ પણ સાથે સાથે કહેવાઇ જાય છે, કે—ભક્તિને લીધેજ બાકીના સઘળા ગુણોની ગુણરૂપતા છે, નહિ તો-ભક્તિ સિવાયના સર્વ ગુણો નિરર્થક જેવાજ છે એમ સમજવું. ।

અને વળી-મુક્ત, મુમુક્ષુ, વિષયી અને પામર, એવા ચતુર્વિધ માનવસમાજથી ભરેલા આ વિશ્વમાં એમ તો હરકોઇ મતિમાન માનવ માને છે કે-

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારેય પુરુષાર્થમાં-પરમ નિઃશ્રેયસરૂપ જે મોક્ષ એજ ઉત્તમ પુરુષાર્થ છે એ નિર્વિવાદ સિદ્ધ વાત છે ।

હવે-તે પરમ નિઃશ્રેયસનો માર્ગ-સાધન અને સ્વરૂપ, પૂર્વે થયેલા અનેક મહર્ષિઓએ અનેક પ્રકારે પોત-પોતાની મતિ-માન્યતા પ્રમાણે બતાવવા પ્રયત્ન કર્યો છે. અને તે પોત-પોતાનાં દર્શન-શાસ્ત્રોમાં અનેક યુક્તિ-પ્રયુક્તિઓથી સિદ્ધ-સાબીત કરી બતાવવા પૂર્ણ પ્રયાસ પણ કર્યો છે. ।

જો કે-સર્વ દુઃખનો આત્યન્તિક ઉચ્છેદ એજ મુક્તિ છે અને તે-"ऋते ज्ञानान्न मुक्तिः" । એમ જ્ઞાન સિવાય નથીજ મળતી, એવી કેટલીક બાબતોમાં ઘણાક સહમત થાય છે. ।

પરંતુ-તેમાંય પણ કેટલાક દુઃખની કેવળ નિવૃત્તિમાત્રથીજ સંતોષ માનનારા છે. એટલે કે-સુખ-દુઃખાદિક સર્વ વિકારો કે ઉપાધિથી રહિત એવી પાષાણકલ્પ સ્થિતિ મળી જાય, અથવા તો સર્વસઙ્કલ્પશૂન્યતા જેવી નિર્વિશેષ સ્થિતિ પ્રાપ્ત થાય એટલે બસ છે, એમ માનનારા કેટલાક છે. ।

અને કેટલાક તો એવી પાષાણકલ્પ સ્થિતિ અથવા નિર્વિશેષ સ્થિતિ પ્રાપ્ત થાય, તો પણ તેમાં પુરુષાર્થ શો ? માટે એથી આગળ વધીને નિરવધિકાતિશય આનન્દમય પરમાત્મસ્વરૂપનો પરમ વ્યોમ-દિવ્ય બ્રહ્મપુર ધામમાં સાક્ષાત્કાર પામીને " सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता " । એમ દિવ્ય શાશ્વત પરમાત્મ-સ્વરૂપના આનન્દાનુભવ સાથે પરમ મુક્તિને માનનારા છે. ।

હવે-આવો મતભેદ હોવામાં કે થવામાં મૂળ કારણ તો એ પ્રાચીન મહર્ષિઓનો દ્રષ્ટિભેદજ છે. એટલે કે-તેઓએ તત્ત્વજ્ઞાનની સિદ્ધિ માટે તાત્ત્વિક દ્રષ્ટિએ જે જે જોયું કે જાણ્યું, તે તે જનસમાજને સમઝાવવા પ્રયત્ન કર્યો. અને તે પોત-પોતાના ગ્રન્થોમાં

પ્રકાશ કર્યું.। અને એ કારણથીજ તે તે મહર્ષિઓનાં શાસ્ત્રને **દર્શન-શાસ્ત્ર** એમ કહેવામાં આવે છે.।

હવે-આવાં દર્શન શાસ્ત્રોમાં પણ **આસ્તિક-નાસ્તિક** એવા ભેદભાવથી ભરેલાં અનેક છે, તેમાં નાસ્તિક શાસ્ત્રની તો હેયતા હોવાથી આપણે તેની જરૂર નથી, આપણે તો ફક્ત આસ્તિક-દર્શન શાસ્ત્રનેજ જાણવાની જરૂર હોવાથી તેનોજ અત્રે વિચાર કરવાનો છે—

તેમાં કેટલાક-સાંખ્યવાદીઓ પ્રકૃતિ-પુરૂષના વિવેકમાત્રથીજ અધ્યાત્માદિક તાપત્રયની પ્રશાન્તિ માનતા થકા પોતાના દર્શન-શાસ્ત્રનેજ પરમ શ્રેયના માર્ગમાં સમ્પૂર્ણ સાધન-ઉપાય માનતા થકા પોતાને કૃતકૃત્ય માને છે.।

ત્યારે કેટલાક તો-પ્રકૃતિ-પુરૂષના વિવેકમાત્રથી તાપત્રયની પ્રશાન્તિ થવી સર્વથા અશકયજ છે, એમ વિચારીને પ્રકૃતિ-પુરૂષથી પર રહેલા પરમેશ્વરમાં મનોવૃત્તિ જોડવારૂપ યોગાનુશાસનનું અવલમ્બન સાધન તરીકે માનેછે. અને તેથીજ તેઓ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ,એ અષ્ટાંગ યોગરૂપ ઉપાયથી તાપત્રયની પ્રશાન્તિ જોતા-માનતા થકા અષ્ટાંગ યોગના અવાન્તર વિભાગોમાં-ધારણા-ધ્યાનમાં ઇશ્વરપ્રણિધાનને પણ સાધન તરીકે અન્તર્ભાવના કરતા થકા પરમેશ્વરમાં કંઇક-અમુક અંશે પણ પ્રેમ બતાવતા હોય એમ જણાય છે.।

વળી-બીજા કેટલાક-કર્મવાદીઓ તો-સર્વ કરતાં વેદપ્રામાણ્યનેજ વિશેષપણે સમર્થન કરતા થકા-" **अहरहः सन्ध्यामुपासीत** " " **स्वर्गकामो यजेत** " એ વિગેરે પ્રેરણાત્મક વિધિવાકયોમાંજ મુખ્યત્વે દ્રષ્ટિ રાખીને યજ્ઞાદિક કર્મથીજ શ્રેયને માનતા થકા વાદ-વિવાદના અતિ મોટા કોલાહલપૂર્વક કર્મવાદનોજ વિચાર કરતાં કરતાં વારંવાર જન્મ-મૃત્યુની પરંપરારૂપ ભવાટવીમાં પરિભ્રમણ કર્યા કરવું તે સિવાય બીજું કંઇ પણ અમૃત-સુખમય વસ્તુ જોઈ-જાણી શકતા નથી.।

વળી-બીજા-નૈયાયિકો તો-દ્રવ્ય-ગુણ-કર્મ, વિગેરે પદાર્થના તત્ત્વજ્ઞાનથીજ પરમ નિઃશ્રેયસ મળી જાય છે એમ માનતા થકા કેવળ પદાર્થનુંજ તત્ત્વનિરૂપણ કરવા સારૂ પ્રવર્તેલા.તે નૈયાયિકો આત્મા-પરમાત્માના સ્વરૂપ-સ્વભાવને પોતાની મતિ-માન્યતા પ્રમાણે નિરૂપણ કરેછે, તો પણ અપવર્ગ-મોક્ષ અને તેના સાધનભૂત જ્ઞાનાદિક તત્ત્વનું નિરૂપણ કરવામાં વિશેષપણે-મુખ્યત્વે દ્રષ્ટિ નહિ દેતાં પરમાણુ-પારિમાણ્ડલ્યાદિકના સ્વરૂપને વિશેષતાએ કરીને વિચારતાં અને વળી-અનુમાન પ્રમાણને અતિ મોટા ગ્રન્થ-સન્દર્ભથી બહુજ ઝીણવટથી વિચારતાં વિચારતાંજ પોતાને કૃતકૃત્ય-પૂર્ણકામ માનીને વિરામ પામી જાય છે.।

હવે-ભગવાન બાદરાયણમુનિએ તો આ બધુંય અસારભૂત અને સર્વથા નિરૂપયોગી છે, એમ જાણીને તેને દૂરથીજ છોડી દઇને પરમ નિઃશ્રેયસનાજ એક નિશ્ચિત માર્ગભૂત ઉપનિષદોમાંજ કહેલા મુકિતમાર્ગને પ્રકાશ કરતા થકા-" **येनाक्षरं**

पुरुषं वेद सत्यम् " " अथ परा यया तदक्षरमधिगम्यते " " ब्रह्मविदाप्नोति परम् " । "જેનાથી સત્યસ્વરૂપ અક્ષર પુરૂપ પરમાત્મા જાણવામાં આવે." "જે પરા વિદ્યાથી અક્ષરસ્વરૂપ પરમાત્મા પમાય છે. " બ્રહ્મને જાણનારો-ઉપાસના કરનારો પર-પરમાત્માને પામેછે. ।" એ વિગેરે અનેક વાક્યોથી ઉપદેશેલી બ્રહ્મ-વિદ્યારૂપ ઉપનિષદોમાં કહેલો પ્રસિદ્ધ વિજ્ઞાનમાર્ગ ઉપનિષદોનાજ અર્થ વિચારવારૂપ બ્રહ્મમીમાંસાદ્વારા આ ભૂમંડળમાં સર્વત્ર વિજ્ઞાનરસિક માનવસમાજમાં પ્રવર્તાવ્યો છે. ।

વળી- બાદરાયણમુનિપ્રણીત દર્શન-શાસ્ત્રમાં એ પણ એક ખાસ વિશેષ છે કે-કપિલ, પતંજલિ અને કણાદ, વિગેરે મહર્ષિઓ પોત-પોતાની દ્રષ્ટિ પ્રમાણેજ અભિમત તત્ત્વમાર્ગને પ્રકાશ કરે છે, માટે તેઓનાં દર્શન-શાસ્ત્રને કાપિલ-દર્શન, પાતંજલ-દર્શન, કાણાદ-દર્શન, એમ તેમના તેમના નામે કહેવામાં આવે છે. અને તેથીજ તે પૌરૂષેય-દર્શન, એમ કહેવાય છે. ।

ત્યારે ભગવાન વ્યાસમુનિ તો પોતાની સ્વતંત્ર-એકલમતિ દ્રષ્ટિ છોડી દઈને સનાતન નિત્ય-સિદ્ધ વેદના સારભૂત ઉપનિષદો પોતે શું કહે છે, એનો પહેલો વિચાર કરીને તે ઉપનિષદોનાજ પરસ્પર અવિરૂદ્ધ અર્થ બતાવવાપૂર્વક પૂર્વાપર વાક્યનો એકાર્થ-ભાવ પરબ્રહ્મમાંજ પર્યવસાન પામેછે, એમ સુનિશ્ચિત કરી બતાવવાના વિચાર રૂપ બ્રહ્મમીમાંસા નામે સૂત્ર-શાસ્ત્ર રચીને, તેને ઔપનિષદ-દર્શન, એવા નામે પ્રસિદ્ધ કરે છે. માટેજ આ વ્યાસ દર્શનને અપૌરૂષેય દર્શન એમ માનવામાં આવેછે.।

તે આ સાક્ષાત્ પરબ્રહ્મના વિચારરૂપ શારીરકમીમાંસા મુખ્યત્વે કરીને પરબ્રહ્મનું સ્વરૂપ અને ઉપાસન એ બન્નેનું નિરૂપણ કરવામાં સર્વથી પહેલાં ' जन्माद्यस्य यतः " એ વિગેરે વાક્યોથી જગજ્જન્માદિક પરબ્રહ્મનું અસાધારણ—અદ્વિતીય પારમૈશ્વર્ય છે એમ જણાવે છે. । અને તેથીજે જીજ્ઞાસિત-જાણવા ઇચ્છેલું પરબ્રહ્મનું સ્વરૂપ જગતના એકજ-નિમિત્ત અને ઉપાદાન એ બન્ને કારણરૂપ એ પરમાત્માજ છે, એમ તેમના અસાધારણ ધર્મથી-લક્ષણથી ઓળખવા-ઓળખાવ-વામાં આવે છે.। અને નિમિત્ત-કારણ અને ઉપાદાન-કારણ એ બન્નેરૂપે પોતે એકજ હોવું એ રૂપ વિચિત્ર શકિતયોગ અને પરમ ઐશ્વર્ય પણ એ વાક્યથીજ જણાવે છે. ।

અભિપ્રાય એ છે કે-જગતમાં જે જે ઘટાદિક કાર્ય પ્રત્યે નિમિત્ત કારણરૂપે કુલાલાદિક જોવા-જાણવામાં આવે છે, તે કોઇ કાળે ઉપાદાન કારણ હોઇ શકે નહિ.। તેમજ મૃત્તિકા વિગેરે જે જે ઉપાદાન કારણરૂપે જોવા-જાણવામાં આવે છે, તે કોઇ કાળે નિમિત્ત કારણ હોઇ શકે નહિ, કારણ કે-પરમાત્મા સિવાય દરેક-વસ્તુમાત્ર પરિમિત શકિતવાળુંજ હોય છે. અને સર્વનિયન્તા સર્વાત્મા પરમાત્મા તો પોતે પોતાની સહજ-સિદ્ધ એવી અનન્ત, અપરિમિત, વિવિધ, વિચિત્ર અને આશ્ચર્યકારી એવી પરા શકિતઓથી ભરપૂર છે-" परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी " "

शक्तयो यस्य " "विचित्राः शक्तयो यस्य " " अनन्तशक्तिर्भगवाननन्तः " આવાં આવાં અનેક શ્રુતિ-સ્મૃતિઓનાં વાક્યો એ વાતને સાબીત કરે છે, માટે તે પરમાત્મા જગતનું ઉપાદાન-કારણ પણ હોઇ શકે અને નિમિત્ત-કારણ પણ હોઇ શકે, એમાં કાંઇ અસંભવિત નથી. । અને આ ઉભયકારણતા પરમાત્મામાં છે એમ આ શ્રુતિ—

" यथोर्णनाभिः सृजते गृह्णते च
यथा पृथिव्यामोषधयः सम्भवन्ति ।
यथा सतः पुरुषात् केशलोमानि
तथाक्षरात् सम्भवतीह विश्वम् " ॥

સ્પષ્ટપણે કહે છે. । અને પરમાત્મા પોતે અક્ષર-ક્ષરભાવથી રહિત છે, તો પણ તેના થકી આ સઘળું વિચત્ર વિશ્વ કેવી રીતે સર્જાય છે, તે બાબત-કરોળીઓ, પૃથ્વી અને જીવતો પુરૂષ, એ ત્રણના દષ્ટાન્તથી યથાવસ્થિત નિઃસંશયપણે સુન્દર રીતે સમઆવે છે. । અને પરમાત્મા વિશ્વના ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ એ બન્ને હોવા છતાં પણ સ્વરૂપથી પોતે નિર્વિકાર અને નિર્દોષ છે એમ સ્પષ્ટ જાહેર કરે છે. ।

વળી-આ જગજ્જન્માદિક પોતાના સંકલ્પમાત્રથી કરવું એ પરમાત્માનું પોતાનું અસાધારણ ઐશ્વર્ય છે, કારણ કે-પરમાત્મા સિવાય બીજા કોઇથી પણ એ જગજ્જન્માદિક કરવાનો વ્યાપાર થઇ શકતોજ નથી, એમ સૂત્રકાર સ્વયં વ્યાસ ભગવાનજ શારીરક મીમાંસામાં-" जगद्व्यापारवर्जं प्रकरणादसन्निहितत्त्वाच्च " " भोगमात्रसाम्यलिङ्गाच्च " । એ સૂત્રોથી સ્પષ્ટપણે જાહેર કરે છે. ।

અનુભવી મુક્તાત્માઓ પણ એમજ ગાય છે—

" **અગણિત વિશ્વનીરે,ઉત્પત્તિ પાલન પ્રલય થાય, ।**
**મારી મરજી વિનારે, કોઇથી તરણું નવ તોડાય.**"॥ (પ્રેમાનંદમુનિ)

વળી જુઓ-રઘુવંશમાં રઘુરાજાને ઘેર પુત્ર-અજનો જન્મ થયો. ત્યારે તે શુભ સમાચાર કહેવા આવનાર માણસને વધામણીના બદલામાં રઘુરાજાએ બક્ષીસમાં શું આપવું જોઇએ તે બાબત વર્ણન કરતાં કવિ-કાળીદાસ કહે છે કે—

" अदेयमासीत् त्रयमेव भूपतेः शशिप्रभं छत्रमुभे च चामरे " ।

તે સમયે રઘુરાજાએ ચન્દ્ર સમાન શોભિતું ધોળું છત્ર અને બે ચામર, એ ત્રણ વાનાંજ ન આપી શકાય તેવાં હતાં, પરન્તુ-તે સિવાયનું બાકીનું કંઇ પણ ન આપી શકાય એમ ન હતું. । અર્થાત્—રાજા પ્રસન્ન થઇને ગમે તે આપી શકે, પણ **છત્ર-ચામર** પોતાનાં અસાધારણ રાજચિહ્ન હોવાથી રાજાએ પણ તે કોઇને કયારેય નજ આપી શકાય. ।

તેજ પ્રમાણે મુક્તાત્માઓને પરમાત્મોપાસના કરવાથી પરમ સામ્યાપત્તિરૂપ અપહતપાપ્મત્વાદિક ગુણાષ્ટકનો સર્વાંશે આવિર્ભાવ થાય છે, તો પણ જગજ્જન્માદિક કરવું એ પરમાત્માનું અસાધારણ ઐશ્વર્ય હોવાથી તે પ્રાપ્ત થતું નથી. એટલે કે-મુક્તાત્માઓને મુક્તદશામાં પણ એટલી ઐશ્વર્યમાં ન્યૂનતા રહેછે એમ નથી,

પરન્તુ–તે સર્વેશ્વર પરબ્રહ્મનુંજ અસાધારણ ઐશ્વર્ય હોવાથી મુકતાત્માઓને પરમાત્મોપાસનાથી જો કે–પરમ સામ્યાપત્તિરૂપ પરમ મુકિતની પ્રાપ્તિ થાય છે, તો પણ એ અસાધારણ ઐશ્વર્ય સિવાયનુંજ બાકીનું બધુંય ઐશ્વર્ય મળે છે. એ અભિપ્રાય છે. ।

વળી–વાસ્તવિક રીતે જીવાત્માઓની મુકિતનું સ્વરૂપ વિચારતાં પણ—" मुक्तिर्हित्वान्यथा रूपं स्वरूपेण व्यवस्थितिः "। એટલે કે–જીવ સ્વાભાવિકપણેજ —"अनादिकालतो जीवो मायया परिवेष्टितः" એ રીતે અનાદિકાળથી માયાપરિવેષ્ટિત –અવિદ્યાના આવરણથી આવરિત હોવાથી પોતે પરમાત્માની ઉપાસના કરે ત્યારે પરમાત્માના અનુગ્રહથીજ પોતાના અન્યથાભાવનો પરિત્યાગ કરીને " परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते " એમ પરજ્યોતિઃ–સ્વરૂપ પરમાત્માને પામીને સ્વસ્વરૂપથી આવિર્ભાવ પામેછે. અને "ब्रह्म वेद ब्रह्मैव भवति" બ્રહ્મને જાણનારોજ–જાણીને ઉપાસના કરનારોજ બ્રહ્મરૂપ થાયછે. । અને "सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता " એ રીતે વિપશ્ચિત્–સર્વજ્ઞ પ્રભુની સાથે પરમ વ્યોમ–બ્રહ્મ ધામમાં શાશ્વત દિવ્ય ભોગનો અનુભવ કરેછે. । પરન્તુ–जगद्व्यापारवर्जित સર્વ ઐશ્વર્યનો અનુભવ કરેછે, કારણ કે-સત્યસંકલ્પ પરમાત્માનો સંકલ્પજ એ પ્રમાણે છે, તેને અન્યથા કરવાને માટે કોણ શકિતમાન થાય એમ છે ? માટે વસ્તુતાએ પરિસ્થિતિજ એવી છે તેમાં અન્યથાભાવ થઇ શકેજ નહિ એ તાત્પર્યાર્થ છે. ।

અને તેમ છતાં–" कर्तुमकर्तुमन्यथा कर्तुं समर्थ " એવા સર્વેશ્વર સ્વતંત્રમૂર્તિ પરમાત્મા કદાચ પોતાની ઇચ્છા–અનુગ્રહથી એમાં ફેરફાર કરે તો એ સર્વશકિતમાન પ્રભુને તેમ કરતાં રોકી શકે એમ પણ કોણ છે ? ।

હવે–તે પરબ્રહ્મની પ્રાપ્તિમાં–સાક્ષાત્કારમાં મુખ્યત્વે સાધન તો તે પરબ્રહ્મની ઉપાસના એજ છે.અને તે ઉપાસના પ્રેમપૂર્વકજ કરવામાં આવતી હોવી જોઇએ. કેમકે–ઉપાસના એટલે તૈલધારાવત્ અવિચ્છિન્ન સ્મૃતિપરંપરારૂપ ધ્રુવાનુસ્મૃતિજ છે, તે ધ્રુવાનુસ્મૃતિ જો પ્રેમપૂર્વક હોય તોજ પરિપાક–દશાને પામીને સાક્ષાત્કાર પર્યન્તની સિદ્ધિ આપનારી થાય છે. ।

અને ઉપાસના–અખંડ સમીપસેવના પરમ પ્રિય વસ્તુનીજ કરાય છે, વળી–ધ્રુવાનુસ્મૃતિરૂપ એજ ધ્યાન જો પ્રેમપૂર્વક કરવામાં આવે તો–"प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्युच्यते बुधैः" **ભકિત** એમ કહેવાય છે, એટલે કે–પ્રેમપૂર્વક અખંડ અનુધ્યાન–અવિરત સ્મૃતિ એજ ભકિત છે. ।

તો આ પ્રમાણે પરમ મુકિતના–સાધનપણે બ્રહ્મવિદ્યાના અનેક પ્રકારોને નિરૂપણ કરતી **શારીરક–મીમાંસા** પરમેશ્વરમાં પરમ પ્રીતિરૂપતા પામેલા ઉપાસનરૂપ **ભકિતયોગનેજ** પ્રતિપાદન કરે છે, માટે બીજાં સર્વ દર્શન–શાસ્ત્રો કરતાં વ્યાસમુનિપ્રણીત આ ઔપનિષદ–દર્શનને પરમાત્મભકિતમાં પરમ આદર સ્પષ્ટપણે જણાય છે. ।

જો કે-પરમેશ્વરમાં પરમ પ્રેમલક્ષણ એવો પરાનુરાગરૂપ આ ભકિતયોગ અમૃત રસની પેઠે સ્વયં સ્વતઃજ સ્વાદુતમ છે, તો પણ તે ઉપનિષદોમાં બતાવેલા અનેક ઉપાસનાભેદોમાં, કે જે ભેદો-અમુક અધિકારી, અમુક સમય, અમુક દેશ, વળી આ પ્રમાણેજ કરવી જોઇએ, એવા એવા અનેક નિયમોની અપેક્ષા રાખીનેજ ઉપદેશ કરવામાં આવેલા છે, માટે એ ભકિતયોગ ઉપાસનાના વિવિધ પ્રકારોમાં અન્દર નિગૂઢભાવને પામી ગયેલો હોવાથી પરમાત્મસ્વરૂપમાં એની સ્વારસિક ગતિ રોકાઇ જવાથી ભકિતયોગ રૂપે મુખ્ય ગણનામાં નથી આવતો. અને બ્રહ્મવિદ્યાના વર્ણનપ્રવાહમાં તણાઇ જાયછે।

માટે આ પ્રમાણે બાદરાયણમુનિપ્રણીત બ્રહ્મમીમાંસારૂપ ઔપનિષદ-દર્શન કે જે કેવળ પરબ્રહ્મનાજ વિચારરૂપ છે, તે અન્દર નિગૂઢપણે તો પરમાત્મામાં ઉપાસનારૂપ પ્રેમરસજ જેમાં વર્ણન કરવામાં આવે છે, એવી બ્રહ્મવિદ્યારૂપ પરા વિદ્યાના નિરૂપણ-પ્રધાનજ છે એમાં કાંઇ સન્દેહ નથી. ।

અને આ પ્રસ્તુત ગ્રન્થના પ્રણેતા મહર્ષિ શાણ્ડિલ્યમુનિએ તો પરમેશ્વરસંબન્ધી પરમ પ્રેમલક્ષણા એવી **પરા ભકિત** કે જેમા સાધનભાવ અને ફળભાવ એ બન્નેનો પણ સમાવેશ થાય છે, એટલે કે-સાધનરૂપ પણ એજ છે અને સાધ્ય-ફળરૂપ પણ એજ છે, તેનેજ પ્રધાનપણે નિરૂપણ કરતા થકા **ભકિતમીમાંસા** રૂપ આ શાસ્ત્રને " **अथातो भक्तिजिज्ञासा** " ઇત્યાદિક સૂત્રોથી-સૂત્રરૂપે રચ્યું છે. ।

માટે પરમેશ્વરમાં પરાનુરાગરૂપ પરા ભકિતને પ્રતિપાદન કરનારૂં આ ભકિત-શાસ્ત્ર પરમાત્મભકિતને યથાવસ્થિત જાણવાની ઇચ્છાવાળા જીજ્ઞાસુ-મુમુક્ષુજનોએ બીજાં સર્વ શાસ્ત્ર કરતાં સર્વોત્કૃષ્ટપણે વિશેષતાએ આદર કરવા યોગ્ય છે એમ નિશ્ચિત જાણવું. ।

હવે-અહીંઆં એક એવો વિચાર પ્રાપ્ત થાય છે કે—

પરમેશ્વરમાં ભકિત એજ પરમ નિઃશ્રેયસને માટે મનાતાં સાધનોમાંનું એક મુખ્ય સાધન છે, એમ આ જગત્‌માં કોણ નથી માનતું ? સર્વ-કોઇ માને છેજ. । ફકત મતભેદ કયાં રહે છે ? તો ઇશ્વરના સ્વરૂપ-સ્વભાવના નિર્ણયમાંજ સર્વ-કોઇની બુદ્ધિ ભેદાઇ જાય છે. એટલે-તે બાબતમાં તો મતભેદ રહે એ સ્વાભાવિકજ છે. ।

જુઓ ! -કપિલમતાનુયાયીઓ પોતે નિરીશ્વરવાદી છે, તો પણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્યાદિક સકળ ઐશ્વર્યસમ્પન્ન ભગવાન કપિલદેવ-મહામુનિને વિષે ભકિત શ્રેય આપનારી છે એમ માને છે, વળી-એ મહામુનિ કપિલદેવ આદિ-વિદ્વાન, સિદ્ધેશ્વર અને ઐશ્વર્યસમ્પન્ન છે, એમ એમને વિષે ઐશ્વર્ય પણ માને છે અને તેમને વિષે ભકિત રાખે છે. વળી-શ્રેય એટલે જ્ઞાનાદિક મહાગુણોની પરમ ઉત્કર્ષરૂપ સિદ્ધિ એજ માને છે.।

જો કે-આ બધું બીજાઓની દ્રષ્ટિએ તો સાતિશય-અપૂર્ણજ છે, પણ તેઓની માન્યતા આ પ્રમાણે છે. ।

એજ પ્રમાણે બીજા અનીશ્વરવાદીઓ પણ એમજ માને છે. ।

એવીજ રીતે પાતંજલ-મતાનુયાયીઓ-ક્લેશ, કર્મ, વિપાક, વિગેરે વિકારોથી પરાભવ નહિ પામનારા એવા એક **નિત્યસિદ્ધ** ઇશ્વરને માને છે-અને તેને વિષે ભકિત કરવાથી શ્રેય મળે છે, અષ્ટાંગ યોગ સિદ્ધ થાય છે, અથવા તો સમાધિલાભ થાય છે, એમ પણ માને છે. ।

વળી-નિર્વિશેષ-ચિન્માત્ર-નિરાકાર-નિર્ગુણ, એવું એકજ બ્રહ્મ માનનારા અદ્વૈત-મતાનુયાયીઓ પણ માયાશબલિત સગુણ બ્રહ્મને પરમેશ્વર માનેછે અને તે સગુણ બ્રહ્મની પરમ પ્રેમરૂપ ઉપાસના કરવાથી પુનરાવૃત્તિવર્જીત એવા કાર્ય-બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ શ્રેયને પણ માનેછે, અર્થાત્ ભકિત સિવાય કોઇ સિદ્ધિ મળતી નથી એટલું તો માનેછેજ.।

તેમજ-અક્ષપાદના અનુયાયી નૈયાયિકો પણ પરમાત્માને-સર્વજ્ઞ, સર્વશકિતમાન, વિશ્વની સૃષ્ટિ આદિક ક્રિયાઓના સ્વયં કર્તા, પરમેશ્વર-સર્વનિયન્તા એવા માને છે.। અને તે પરમાત્માની ધ્યાનપર્યન્તની ભકિતની,મિથ્યા જ્ઞાનનો નિવર્તક એવો જે આત્મ-સાક્ષાત્કાર, તે-રૂપ શ્રેયઃપ્રાપ્તિમાં દ્વારતા પણ માને છે. એટલે કે-પરમેશ્વરની ધ્યાન ભકિતથીજ મિથ્યા જ્ઞાનનો નિવર્તક આત્મસાક્ષાત્કાર થાય છે એમ માનેછે. ।

આ પ્રમાણે દરેક દર્શનકાર કોઇને કોઇ પણ પ્રકારે જ્યારે ભકિતતત્ત્વને ગુરૂમાં કે પરમેશ્વરમાં પણ માને છે, તો એ પરમાત્મભકિતનેજ પ્રધાનપણે પ્રતિપાદન કરનાર આ શાસ્ત્ર કોને સેવન કરવા યોગ્ય-ઉપયોગી નથી ? સર્વ-કોઇએ સેવન કરવા યોગ્ય-સર્વોત્તમજ છે. ।

. વળી-કેટલાક જ્ઞાનલવદુર્વિદગ્ધ અને પરમાત્મભકિતના રસામૃતના આસ્વાદનથી સર્વથા વંચિત-પરાઙ્મુખ એવા આધુનિક કહેવાતા વેદાન્તીઓ, કે જેઓ-" ब्रह्म वेद ब्रह्मैव भवति " " अयमात्मा ब्रह्म" એવાં એવાં કેટલાંક વેદાન્ત વાકયોને શ્રવણમાત્રથી શીખતાંજ પોતાને બ્રહ્મદર્શી માનીને "अहं ब्रह्मास्मि" થઇ બેઠેલા એવા મિથ્યા જ્ઞાનીઓ *સ્વગોષ્ઠીમાં આ પ્રમાણે યથેષ્ટ પ્રલાપ કરે છે-*

"ભકિત એ તો આત્મતત્ત્વને નહિ જાણનારા સામાન્ય મનુષ્યોને માટે ઉપયોગી પૌરાણિક સ્થૂળ માર્ગ છે, એમ પ્રલાપ કરતા અને વળી-भज् ધાતુના અર્થનું સ્વારસ્ય, સેવ્ય-સેવકભાવની દઢતામાંજ પર્યવસાન પામનારૂં છે એમ નિરૂપણ કરતા થકા, એ ભકિત-માર્ગ તો-"स स्वराड् भवति" એમ સ્વારાજયરૂપ મુકિતસ્વરૂપનો પ્રતિપન્થી-વિરોધી હોવાથી राजभृत्यपद्धति માત્રનેજ જાણનારા મનુષ્યોએ આદરણીય છે." ।

અસ્તુ-જો કે તેવા-મિથ્યાવાદીઓના મિથ્યા પ્રલાપથી ભકિતમાર્ગનો કાંઇ પણ અપકર્ષ થતો નથી, કારણ કે-મોટા મોટા બ્રહ્મદર્શી મહાત્માઓ પણ-"रसो वै सः" એ પ્રમાણે એ પરબ્રહ્મ પરમાત્માને રસમયમૂર્તિ જાણીને તેના ભકિતરસામૃતને આસ્વાદન કરે છેજ. ।

જુઓ ! વિષ્ણુપુરાણાદિકમાં તેમનાંજ વચનો આ પ્રમાણે છે—

" नाथ ! योनिसहस्रेषु येषु येषु व्रजाम्यहम ।
तेषु तेष्वच्युता भक्तिरच्युतास्तु सदा त्वयि ॥
या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान्नापसर्पतु " ॥

આ વિગેરે વચનોથી બ્રહ્મદર્શી મહાત્માઓમાં અગ્રેસર પ્રહ્લાદજીની પરબ્રહ્મમાં નિષ્ઠા ભકિતરસથી ભરપૂર અને સુસંસ્કારિત હતી એમ સ્પષ્ટ જણાય છે. ।

વળી–આ ભકિતને જે સેવા–રૂપ માનવામાં આવે છે, તે સેવા પણ પરબ્રહ્મના માહાત્મ્યજ્ઞાનની અતિશયતાને લીધે કેવળ પ્રેમનીજ પરિપાકદશારૂપ પરા કાષ્ઠા છે, માટે भज् ધાતુના અર્થના સ્વારસ્યનો ભંગ થતોજ નથી. । જેમ પતિવ્રતા રાજપત્ની પોતાના પતિ રાજાની પરમ પ્રેમ પૂર્વક અનન્ય–ભાવથી સેવા કરે છે, તેથી તેને પોતાના પ્રિયતમ રાજાની તાબેદારી કે પરાધીનતા હૃદયમાં લાગતી નથી, પણ એજ પોતાનો અસાધારણ **સ્વભાવ**, કે અવર્જનીય અવશ્ય કર્તવ્યરૂપ **ધર્મ** થઇ રહે છે. અર્થાત્–તે સિવાય એનાથી રહી શકાતુંજ નથી. ।

જો કે–આ જગત્‌માં કેટલાક સ્રીપુત્રાદિક પરિવારમાં તેમજ દ્રવ્યાદિક સમ્પત્તિ-ઓમાં સમાસકત ચિત્તવાળા હોવા છતાં પણ કયારેક કયારેક ભગવાનની શ્રવણાદિક નવધા ભકિત કરે છે, તે પણ ભકતો એમ કહેવાય છે, તે તો જેમ–"तत्त्वमसि" વિગેરે કેટલાંક વેદાન્ત વાકયોના પઠન–પાઠનમાત્રથી કેટલાક જ્ઞાની એમ કહેવાય છે, તેની અપેક્ષાએ એ ભકત એમ કહેવાય છે તેમાં શું ખોટું છે ? કેમ કે–શ્રવણ–કીર્તનાદિક કરનારને ગૌણી–સાધન ભકિતના સંબંધથી ભકત એમ કહેવામાં આવે, તો તે કાંઇ ખોટું કે અસંભવિત નથી. ।

હવે–આ ભકિતની શ્રેષ્ઠતા જ્ઞાન કરતાંય અતિ અધિક છે, કેમ કે–જ્ઞાન તો શ્રવણમનનાદિક સાધનોથી સિદ્ધ થાય એવી સાધ્ય–વસ્તુ છે. અને પરમેશ્વરમાં પરમ પ્રેમલક્ષણા ભકિત તો સો એ સો પ્રયત્નોથી પણ સિદ્ધ થઈ શકે એવી સાધ્ય વસ્તુ નથી, કારણ કે પ્રેમ કાંઇ કોઇના કહેવા સાંભળવાથી થતો નથી, એ તો પ્રાણીઓનો સહજ–સિદ્ધ ધર્મ–સ્વભાવ છે, તે આપો–આપજ થાય છે । જુઓ ! લોકમાં અવિવેકી માણસોને વિષયોમાં પરાનુરાગ કુદરતથીજ કેવો અનિવાર્ય થતો જોવામાં આવેછે ? તેવો પરાનુરાગ પરમેશ્વરમાં તો કોઇકનેજ પૂર્વે અનેક જન્મથી સમ્પાદન કરેલાં શાસ્ત્ર-વિહિત સ્નાન–સન્ધ્યાદિક, તેમજ શમ–દમાદિક સત્કર્મના સમૂહોથી સમ્પાદન કરેલા પુણ્યવિશેષવાળાને ભાગ્યબળથીજ થઇ આવે છે. અથવા તો પરમ ભાગવત સન્તોની સેવા–સમાગમથી પ્રસન્ન થયેલા સાક્ષાત્ પરમેશ્વરના અનુગ્રહ–પ્રસાદથીજ પ્રાપ્ત થાય છે, કે–જે પરાનુરાગ પ્રાપ્ત થયા પછી એ પ્રેમી ભકત પરમેશ્વર સિવાય બીજું કાંઇ પણ જોઇ–જાણી શકતો નથી, કે બીજા વિષયરસનો અનુભવ પણ કરી શકતો નથી.

ખરૂં છે કે—

" વ્હાલા તારી મૂર્તિ અતિ રસરૂપ, રસિક જોઇને જીવેરે લોલ, ।
વ્હાલા એ રસના ચાખણહાર, છાશ તે નવ પીવેરે લોલ. ॥ "

( પ્રેમાનન્દમુનિ )

ભગવદ્‌ભક્તિરૂપ રસામૃતનું આસ્વાદન કરનારા જ્ઞાની–ભક્તો છાશ જેવી નિઃસાર જગત્‌ની તુચ્છ વસ્તુઓનો અનુભવ નથીજ કરતા. ॥ માટે એ રીતે સમજતાં " रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति " રસમયમૂર્તિ પરમાત્માને પામીનેજ આ પ્રાણી ખરો–વાસ્તવિક આનન્દી થાય છે, પણ તે સિવાય "नान्यः पन्था विद्यते" બીજો માર્ગજ નથી, માટે પરમાનન્દસ્વરૂપ રસમયમૂર્તિ પરમાત્મસ્વરૂપને વિષે તલ્લીનભાવે વર્તવું એજ ભક્તિ છે. અને એ અભિપ્રાયથીજ આ સૂત્રકાર ભક્તિનું અસાધારણ લક્ષણ– "सा परानुरक्तिरीश्वरे" પરમેશ્વરમાં પરાનુરાગ એજ ભક્તિ છે, એમ કહે છે. ।

અને–" प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्युच्यते बुधैः " આ શ્લોકમાં પણ એજ સૂત્રાર્થ બરોબર બંધ બેસતો વર્ણન કર્યો છે.।

અને શિક્ષાપત્રીમાં પણ શ્રીજી–"माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे" " ભગવાનના માહાત્મ્યજ્ઞાને સહિત ભગવાનમાં જે ઘણો સ્નેહ એજ ભક્તિ છે " એમ સ્પષ્ટ કહે છે. ।

જો કે–પાતંજલ–મતાનુયાયીઓ ઇશ્વરપ્રણિધાનથી અચિર કાળમાંજ સમાધિ-લાભ માનેછે, તો પણ વૈરાગ્યરૂપ સાધન સાથે વિકલ્પરૂપે સરખાવીને ઇશ્વરપ્રણિધાનને પણ કેવળ સાધનરૂપેજ માનેછે. અને વળી–કેવળ આત્મસાક્ષાત્કાર થવો એ રૂપ આત્મ-કૈવલ્યજ અન્તે અભિલષિત હોવાથી પ્રણિધાન–સમયમાં હૃદયમાં ધ્યાન કરતાં ભાવના-વિષય કરેલા ઇશ્વર પણ " ચિત્તવૃત્તિનો સર્વથા ઉપરમ એજ સમાધિ " એમને માન્ય હોવાથી, તે સમાધિસિદ્ધિ વખતે એમના ચિત્તમાર્ગથી ખસી જાયછે, માટે એમનું ઇશ્વરપ્રણિધાન પણ આવું શુષ્કજ છે, કારણ કે–અન્તે પરમેશ્વરમાં પરમ પ્રેમથી સર્વથા રહિત છે. અને વૈરાગ્યની પેઠેજ એને પણ સાધનરૂપેજ માનેલું છે, માટેજ સમાધિ-સિદ્ધિ થયા પછી તે ઇશ્વરપ્રણિધાનને અજાગળસ્તનવત્ સર્વથા નિરર્થક માનેછે. તેથી તે પાતંજલોને પરમેશ્વરમાં પરાનુરાગરૂપ પ્રેમલક્ષણા ભક્તિનો પ્રસંગજ ક્યાંથી હોય ? માટે એમને પરમેશ્વરમાં પ્રેમની વાતો સાથે કાંઇ સંબન્ધજ નથી એ અર્થ છે. ।

તેમજ–ફળદશામાં આનન્દમય પરમાત્માનો આનન્દાનુભવ–રસ નહિ માનનારા અને નિત્ય–શુદ્ધ—બુદ્ધ—મુક્તસ્વભાવ અને નિત્યોદિતપ્રકાશૈકરસરૂપ–કેવળ આત્મસ્વ-રૂપનેજ જોનારા, માટેજ શુષ્ક–વેદાન્તી એવા બ્રહ્મપુચ્છવાદીઓને પણ તે પરાત્પર પરમેશ્વરમાં પ્રેમાતિરેક ક્યાંથી હોય ? માટે એમને પણ પરમેશ્વરમાં પરમ પ્રેમની વાતો કરવી એ નકામીજ છે. અને કદાચ એમને તે પરમેશ્વરમાં પ્રેમ થતો હોય, તો પણ તે જ્ઞાનસિદ્ધિ પહેલાંજ તેમને ભક્તિ રસના અનુભવનો વખત આવે, પણ મુક્તિદશામાં

તો નહિજ. । અને તેથીજ તેઓ—" ભક્તિ જ્ઞાનસિદ્ધિમાં કેવળ ઉપકારજ છે. " એમ આગ્રહપૂર્વક માને-મનાવે છે. ।

વળી–એ નિર્વિશેષ–બ્રહ્મવાદીઓના મનમા ભક્તિને તો જ્ઞાનનુ અંગ–સાધનજ માનવામાં આવ્યુ છે. અને મુક્તિ તો જ્ઞાનથીજ થાયછે એમ માને છે. અને તેના પૂરાવામાં " भक्त्या मामभिजानाति " એ ભગવદ્વાક્યનું અવલમ્બન પણ લે છે. ।

પરન્તુ–તેમાં જોવાનુ એ છે કે–ભગવદ્વાકયના આખા લક્ષ્યબિન્દુને પલટાવી નાખેછે. ભગવાનનુ કહેવું એ છે કે–"भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि यादृशः" હું જેવડો જે અને જેવો–સ્વરૂપ, સ્વભાવ, વિભૂતિ અને ઐશ્વર્યાદિકથી ભરપૂર છુ, એવો તો મને "ब्रह्मभूत प्रसन्नात्मा मद्भक्ति लभते पराम्' એ પૂર્વ શ્લોકમાં કહેલી પરા ભક્તિથીજ જાણે છે. । અને તે ભક્તિથીજ મને પામે છે, એમ આગળના–"ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम्" આ અર્ધા શ્લોકથી કહે છે એ રીતે પોતાને કહેવાનો અર્થ પૂરેપૂરી રીતે જાહેર કરે છે. । ત્યારે તે વાકયને જુદુ પાડીને " **ભક્તિથી મને જાણે છે.**" એમ ભક્તિને જ્ઞાનમા સાધનરૂપેજ માનવા–મનાવવા પ્રયત્ન કરે છે.।

અને વળી–મુક્તિમા સાક્ષાત્ સાધન–ભાવને માટે એકલા જ્ઞાનને એટલું બધું મહત્વ આપે છે કે—

" विद्या चाविद्या च यस्तद्वेदोभय सह " ।
" सम्भूर्ति च विनाश च यस्तद्वेदोभयं सह " ॥
" कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समा. " ।
" स्वकर्मणा तमभ्यर्च्य सिद्धि विन्दति मानव ' ॥
" कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादय. ' ।

એ શ્રુતિ-સ્મૃતિસન્માન્ય સત્સિદ્ધાન્તરૂપ **જ્ઞાન–કર્મનો સમુચ્ચયવાદ** પણ એમને માનવામાં આવતો નથી–એમને માન્ય નથીજ. ।

જો કે–સાધ્ય–સાધન ભેદથી ભક્તિમા બે પ્રકાર છે, તેમા શ્રવણમનનાદિક સાધન ભક્તિ તો જ્ઞાનમાં સાધન છે એમ માનવામાં હરકત નથી, પણ ધર્મ, જ્ઞાન. વૈરાગ્યાદિક સર્વ સાધનના ફળરૂપ જે પરા–પ્રેમલક્ષણા–ઐકાન્તિકી–અનન્યા–ભક્તિ છે, તે તો જ્ઞાન કરતાંય સર્વોત્કૃષ્ટજ છે અને તેની અપેક્ષાએ તો જ્ઞાન સાધનજ છે અને ભક્તિ સાધ્ય-ફળ છે. એ જગજાહેર નિશ્ચિત અર્થ છે અને તેમા—

" श्रेयोभिर्विविधैश्चान्य कृष्णे भक्तिर्हि साध्यते"

આ શાસ્ત્રવચન પૂરેપૂરી સાબ્ય પૂરે છે. માટે જ્ઞાન–ભક્તિનો અંગાંગિભાવ આ પ્રમાણે સ્પષ્ટ સમજવો જરૂરનો છે. અને તે આ શાસ્ત્રમાં પૂરેપૂરી રીતે સમજાવ્યો છે ।

વળી–જ્ઞાન એટલે જાણવું, તો સમજી સમજીને પોતાને બ્રહ્મરૂપ સમજવું કે માનવું એજ જ્ઞાન છે, તો એવા બ્રહ્મરૂપ થયેલા જ્ઞાનીનેજ પરબ્રહ્મની ભક્તિનો અધિકાર છે, એમ—

" ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेपु भूतेपु मद्भक्ति लभते पराम् ' ॥

આ શ્લોકથી ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ સ્પષ્ટ કહે છે,

માટે આ શ્લોકનો અર્થ એજ અર્થને કહેનારા બીજા—

" भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! ।
" ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ! " ॥
" भक्त्या लभ्यस्त्वनन्यया " ।
" भक्त्याहमेकया ग्राह्यः "

એ વિગેરે શ્લોકોના અર્થ સાથે મેળવીને અનુ-પૂર્વ બંધ બેસતો અર્થ કરવો એજ સર્વથા સમુચિત ગણાય. ।

વળી–"ज्ञानी त्वामेव मे मतम्" જ્ઞાની તો મારો આત્મા છે, એટલે કે–અમે બન્ને એકજ છીએ, એટલું બધું ગૌરવ ભગવાન જ્ઞાનીને આપે છે તેનું કારણ પણ એજ છે કે–" प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः" એમ એક-બીજાની પરસ્પર અત્યન્ત પ્રિયતા હોવાથીજ એમ કહે છે. । વળી–" तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते" એમ ચાર પ્રકારના ભકતોમાં જ્ઞાની ભકતની શ્રેષ્ઠતા પણ–नित्ययुक्त અને एकभक्ति એવા મહત્વના અનન્ય ભકિતરૂપ ગુણને લીધેજ કહેવામાં આવી છે. ।

અને એ હેતુથીજ ભકિત સિવાયના કેવળ જ્ઞાનની દુર્બળતા બ્રહ્માદિકોએ ભાગવતાદિકમાં–" श्रेयःस्रुतिं भक्तिमुदस्य...क्लिश्यन्ति ये केवलबोधलब्धये । तेषामसौ क्लेशल एव शिष्यते..." " ज्ञाने प्रयासमुदपास्य " એ વિગેરે અનેક વાકયોથી સ્પષ્ટ પોકારીને જણાવેલી છે. ।

વળી–" बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः " ॥

આ શ્લોકમાં પણ ज्ञानवान्–આત્મ અનાત્મવસ્તુનો પૂર્ણ વિવેકી તત્ત્વદર્શી પુરૂષ પણ મને ઘણા જન્મને અન્તે પણ જ્યારે–" वासुदेवः सर्वमिति प्रपद्यते " મારે તો સુખ અને સુખનું સાધન, ઉપાય અને ઉપેય, પ્રાપ્ય અને પ્રાપક, તેમજ–સાધ્ય અને સાધન, એ વિગેરે બધુંય વાસુદેવજ છે. " એટલે કે–

" त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव ! " ॥

આ પ્રમાણે સર્વથા પોતાનું બળ છોડી દઈને મદેકભાવથી મદેકપરાયણ થઈને સર્વથા મારેજ પ્રપન્ન–ભકત થઈને વર્તે છે, ત્યારેજ તે પૂર્ણ જ્ઞાની ભકત થવાથી "તેવો મહાત્મા સુદુર્લભ છે," એમ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ તેની દુર્લભતા જણાવે છે. અને વળી–

" मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते । "
" सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ! " ।

" येषां स एव भगवान् दययेदनन्तः
सर्वात्मना श्रितपदो यदि निर्व्यलीकम् ।
ते दुस्तरामतितरन्ति च देवमायां
नैषां ममाहमिति धीः श्वशृगालभक्ष्ये " ॥

આ વિગેરે પ્રમાણભૂત અનેક વાકયોમાં સ્વબળના પરિત્યાગપૂર્વક નિર્વ્યલીકભાવે સર્વથા ભગવદ્બળનાજ એક–અનન્ય સમાશ્રયથી દુસ્તર માયાના તરણપૂર્વક પરમ પ્રાપ્ય ભગવત્સ્વરૂપની પરમ પ્રાપ્તિ જણાવવામાં આવી છે. ।

માટે આ સઘળાં વાકયોનો નિષ્પક્ષપાતભાવે સમાલોચનાપૂર્વક વિચાર કરીને તેની તુલના કરવામાં આવે, તો–ભગવત્પ્રપત્તિરૂપ પરા ભક્તિની અપેક્ષાએ કેવળ જ્ઞાનની કેટલી દુર્બળતા અને વિગુણતા છે, તે સુસ્પષ્ટ જણાઈ આવેછે. માટે સર્વ સાધનો કરતાં ભક્તિ એજ પરમ મુક્તિમાં પરમ સાધન છે, એ દીવા જેવું સ્વયંપ્રકાશ અને સુપ્રકાશ છે. ।

વળી–કેટલાક મતાગ્રહી અણસમજુઓ એમ કહે છે કે–" આ ભક્તિમીમાંસા એ કાંઈ ઉપનિષત્પ્રતિપાદ્ય બ્રહ્મવિદ્યા જેવો પ્રસિદ્ધ ઉત્તમ કોટિનો મુક્તિમાર્ગ ન કહેવાય, પણ પશ્ચાત્તન–પાછળથી પ્રવર્તેલો પૌરાણિક સ્થૂળ માર્ગ હોવાથી સામાન્ય મનુષ્યોએ આદરણીય છે, પરંતુ–બ્રહ્મવિત્ જ્ઞાની પુરૂષોએ આદરણીય એ માર્ગ નથી. " । તો તેવા અસદાગ્રહી મિથ્યા જ્ઞાનીઓએ સમજવું જોઈએ કે–

ભગવાન બાદરાયણમુનિપ્રણીત બ્રહ્મમીમાંસા અને ભગવાન શાણ્ડિલ્યમુનિપ્રણીત આ ભક્તિમીમાંસા એ બન્ને એકજ શાસ્ત્ર છે, એટલે કે–જેમ એકજ શાસ્ત્રના બે વિભાગ હોય, તેમજ આ બન્ને શાસ્ત્રની એક–સરખી સ્થિતિ–પ્રવૃત્તિ છે. ।

કારણ કે–બ્રહ્મમીમાંસામાં સ્વયં બાદરાયણમુનિ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનનીજ ફળરૂપતા અને સાધનરૂપતા–" आनन्दमयोऽभ्यासात् " તથા " फलमत उपपत्तेः " એ આદિક સૂત્રોથી સ્પષ્ટ નિરૂપણ કરીને નિશ્ચિત કરે છે. તો જ્યારે ફળરૂપતા અને સાધનરૂપતા એ બન્ને એકજ પરમાત્માની છે, ત્યારે એ પરબ્રહ્મનું સ્વરૂપ, સ્વભાવ, ઐશ્વર્ય અને વિચિત્ર શક્તિયોગ, એ વિગેરેને પ્રતિપાદન કરનારી **બ્રહ્મમીમાંસા** અને એજ પરબ્રહ્મને પામવામાં સાક્ષાત્ અદ્વિતીય ઉપાયરૂપ ભક્તિને પ્રતિપાદન કરનારી " अथातो भक्तिजिज्ञासा " વિગેરે સૂત્રરૂપ આ **ભક્તિમીમાંસા** એ બન્નેને એક–શાસ્ત્ર એમ કેમ ન કહેવાય ? ।

વળી–જેમ એકજ દર્શનમાં કેટલાક પ્રબન્ધકારોની પ્રમાણ–સાધનનેજ પ્રધાન પ્રતિપાદ્ય રાખીને પ્રબન્ધ રચવાની પ્રવૃત્તિ કે પદ્ધતિ જોવા–જાણવામાં આવેછે, ત્યારે કેટલાક પ્રબન્ધકારોની પ્રમેય–સાધ્યનેજ પ્રધાન પ્રતિપાદ્ય રાખીને પ્રબન્ધ રચવાની પ્રવૃત્તિ કે પદ્ધતિ જોવા–જાણવામાં આવેછે. તો તેથી જેમ એ પ્રબન્ધોમાં અત્યન્ત ભેદ નથી મનાતો એટલુંજ નહિ, પણ કોઇક કોઇક અંશે પરસ્પર સાપેક્ષતા પણ જોવા–જાણવામાં આવેછે. ।

તેજ પ્રમાણે પરમ મુકિતને, આપનારી બ્રહ્મવિદ્યાના નિરૂપણરૂપ ઔપનિષદ-દર્શનમાં પ્રાપ્યસ્વરૂપ પરબ્રહ્મને પ્રધાન પ્રતિપાદ્ય રાખીને ભગવાન બાદરાયણમુનિ-" **अथातो ब्रह्मजिज्ञासा** " એમ આરંભ કરેછે. ।

ત્યારે આપણા આ પ્રસ્તુત પ્રબન્ધના પ્રણેતા મહર્ષિ શાણ્ડિલ્યમુનિ તો એજ પરબ્રહ્મ પરમેશ્વરની પરમ પ્રાપક-સાધનરૂપ ભકિતને પ્રધાન પ્રતિપાદ્ય રાખીને-" **अथातो भक्तिजिज्ञासा** " એમ આરંભ કરે છે. ।

માટે આમ બધી રીતે આ પ્રબન્ધનું વાસ્તવિક દ્રષ્ટિએ સમાલોચન કરતાં પરબ્રહ્મની ઉપાસનાપ્રધાન **ઔપનિષદ-દર્શનથી**, પરબ્રહ્મની ભકિતપ્રધાન આ **ભકિત-મીમાંસા-દર્શન** કોઇ રીતે પૃથગ્ભાવવાળું નથી, તેમ તેનાથી કોઈ અંશે વિગુણ પણ નથીજ, તેમ છતાં જો તેમાં પૃથગ્ભાવ જેવું કે વિગુણતા જેવું જણાતું કે મનાતું હોય, તો તે કેવળ પોતાની મતાગ્રહિતા કે પ્રેક્ષકોની દ્રષ્ટિવિગુણતાનેજ સર્વથા આભારી છે. ।

વળી-જે આનન્દમય પરમાત્માને વિજ્ઞાનમય જીવાત્મા થકી અન્ય-પૃથગ્ભૂત, અનન્યાશ્રય, અખિલાશ્રય, અખિલકારણ અને અનન્ત કલ્યાણ-ગુણગણોથી ભરેલા ભંડાર જેવા, એવા મુકિતદશામાં મુકતાત્માઓને પરમ પ્રાપ્યરૂપ છે એમ માને છે, તેવા જ્ઞાની પુરૂષોને તો પરમાત્માને વિષે પરાનુરાગલક્ષણા પરા ભકિત સાધન-દશામાં તેમજ સાધ્ય-દશામાં પણ અનુવર્તતી હોવાથી નિરતિશયતાને-સર્વોત્કૃષ્ટતાને પામેછે. ।

અને આ ભકિતશાસ્ત્રના પ્રણેતા મહર્ષિ શાણ્ડિલ્યમુનિને એજ અભિમત છે. અને ભગવાન શ્રીકૃષ્ણ-ચન્દ્રને પણ એજ પરમ અભિમત હાર્દ-રહસ્ય છે. ।

કારણ કે-ભગવાન પોતેજ ગીતામાં ભકિતનીજ પરમ નિઃશ્રેયસમાં મુખ્ય સાધનતા સ્વમુખેજ ગાય છે. । જુઓ ! ગીતામાં—

" मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते " ॥
" यो मामेवमसम्मूढो जानाति पुरुषोत्तमम् " ।
" भक्तिं मयि परां कृत्वा " ।
" सततं कीर्तयन्तो माम् " ।
" मन्मना भव मद्भक्तो " ।
" भक्त्या त्वनन्यया शक्यः " ।
" मय्येव मन आधत्स्व " ।
" अनन्याश्चिन्तयन्तो माम् " ।
" भक्त्या लभ्यस्त्वनन्यया " ।

આ પ્રમાણે અનેક વચનોથી-અનેક પ્રસંગે, અનેક પ્રકારે, હરકોઇ રીતે, ભગવાનમાં ભકિત એજ સર્વગ્રાહ્ય અને સર્વમાન્ય સિદ્ધાન્તરૂપે જોવા જાણવામાં આવે છે. ।

આ દરેક વસ્તુનો વિચાર સૂત્ર-ભાષ્ય અને ટીકામાં વિસ્તારથી કરેલોજ છે, તે તેમાં અન્દર પ્રવેશ કરીને જોવાથી જોનારાઓને સ્પષ્ટ જણાય એવો છે. ।

વળી–એ બધાનો વિવેચનપૂર્વકનો વિચાર અહીંઆં કરવામાં આવે તો આ પ્રસ્તાવનાનો પણ ઘણોજ મોટો વિસ્તાર થઇ જાય, માટે તે બતાવવાનો પ્રયત્ન અહીંઆં કરવામાં આવ્યો નથી. ।

હવે–આ શાણ્ડિલ્યમુનિપ્રણીત ભક્તિસૂત્રો વ્યાસમુનિપ્રણીત બ્રહ્મસૂત્રોની પછીજ બનેલાં છે એ તો સ્પષ્ટ જણાય છે, કેમ કે–આ ભક્તિસૂત્રોમાં બ્રહ્મસૂત્રોનો અનુવાદ– "आत्मैकपरां बादरायणः"। એ વિગેરે સૂત્રોથી કરેલો છે માટે એ નિર્વિવાદ છે. ।

વળી–આ ભક્તિસૂત્રના પ્રણેતા મહર્ષિ શાણ્ડિલ્યમુનિએ પૂજ્યપાદ શંકરાચાર્ય વિગેરેએ માનેલો જગન્મિથ્યાત્વવાદ કણ્ઠરવથી–ચોકખા શબ્દોથી–" शक्तित्वान्नानृतं वेद्यम् " એ વિગેરે સૂત્રોથી કરેલો છે, એટલુંજ નહિ પણ એ માયા તો સર્વેશ્વર પ્રભુની શકિત છે, એમ–"तच्छक्तिर्माया" એ વિગેરે સૂત્રોથી નિશ્ચય કરેલો છે. ।

અને વળી–જ્ઞાતા અને જ્ઞેય, એ બન્નેનું સત્યપણું પ્રતિપાદન કરતાં, તે બે સિવાયનું અતિરિક્ત ત્રીજું તત્ત્વ નથી એમ"चेत्याचितोर्न तृतीयम्"। એ સૂત્રથી નકકી કરેલું છે. । તે ઉપરાંત એ પરબ્રહ્મ પરમેશ્વરનું સર્વજ્ઞત્વ, સર્વશકિતસમ્પન્નત્વ અને સર્વકારણત્વાદિક જે પરમ ઐશ્વર્ય, તે પણ નિત્ય–સ્વાભાવિકજ છે એમ–" ऐश्वर्यं तथेति चेन्न स्वाभाव्यात् "। " अप्रतिषिद्धं परैश्वर्यं तद्भावाच्च नेतरेषाम्"। એ આદિક સૂત્રોથી નિર્ણીત કરીને સ્પષ્ટ જાહેર કર્યું છે. ।

વળી–પરમાત્મા પરબ્રહ્મ પોતે સકળ વિશ્વના ઉપાદાન કારણ છે, તોય પણ પ્રકૃતિનું વ્યવધાન હોવાથી સ્વરૂપ–સ્વભાવથી અવિકારીજ છે, એમ–"प्रकृत्यन्तरालादवैकार्यं चित्सत्त्वेनानुवर्तमानात् " । એ સૂત્રથી સ્પષ્ટ નિર્ણય કરીને પોતાનો અભિપ્રાય જાહેર કરે છે. ।

અને એથીજ–આ પ્રમાણે આ મહર્ષિએ પ્રતિપાદન કરવાથીજ"પરમેશ્વરભાવને પણ જે અતિક્રમણ કરીને કેવળ–નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્ત–સ્વભાવ એવું નિર્વિશેષ–(અનિર્વચનીય) પરબ્રહ્મ એકજ તત્ત્વ સત્ય છે અને તે સિવાય સઘળું જગત્ મિથ્યા–મરીચિકાજળવત્ પ્રતીતિમાત્ર છે " એવો એક–નિર્વિશેષ બ્રહ્મવાદ અને જગન્મિથ્યાત્વવાદ આપો આપ પરાસ્ત થઇ જાય છે. ।

હવે–આ પ્રબન્ધના પ્રણેતા મહર્ષિ શાણ્ડિલ્યમુનિ કોણ હતા ? એ વિચારના પ્રસંગે કેટલાક બુધજનો એમ માને છે કે–

છાન્દોગ્ય ઉપનિષદ્‌માં તૃતીયાધ્યાયમાં ચતુર્દશ ખંડમાં–" इति ह स्माह शाण्डिल्यः शाण्डिल्यः" એમ બ્રહ્મવિદ્યાના પ્રવર્તકપણે શ્રવણગોચર થતા પ્રસિદ્ધ મહર્ષિ શાણ્ડિલ્યમુનિનું સ્મરણ કરેછે, એટલે કે–એજ આ હોવા જોઇએ એમ માને છે. । અને તેમાં મુખ્ય હેતુ આ પ્રમાણે માને છે–

આ ભક્તિશાસ્ત્રમાં–" तामैश्वर्यपरां काश्यपः " " आत्मैकपरां बादरायणः " "उभयपरां शाण्डिल्यः"। આ પ્રમાણે આ સૂત્રોથી પરમતના ઉપન્યાસપૂર્વક શાણ્ડિલ્ય–

વિદ્યા નામે પ્રસિદ્ધ બ્રહ્મવિદ્યામાં શ્રવણ થતી પરબ્રહ્મની **પરમઐશ્વર્યપ્રધાનતા** અને **આત્મત્વપ્રધાનતા** એ **ઉભયપ્રધાનતા** માનવારૂપ પોતાને અભિમત અર્થ યથાર્થ રીતે બતાવે છે. । અને છાન્દોગ્ય ઉપનિષદ્‌માં શ્રવણ થતી શાણ્ડિલ્યવિદ્યામાં તો એ બ્રહ્મવિદ્યાની ઉભયપ્રધાનતા સ્પષ્ટ સંભળાય છે—

**"मनोमयः प्राणशरीरनेता भारूपः सत्यकामः सत्यसङ्कल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः,**

**एष मे आत्मा अन्तर्हृदयेऽणीयान् व्रीहेर्वा यवाद्वा सर्षपाद्वा श्यामाकाद्वा श्यामाकतण्डुलाद्वा, एष मे आत्मा अन्तर्हृदये ज्यायान् पृथिव्या ज्यायानन्तरिक्षात् ज्यायान् दिवो ज्यायानेभ्यो लोकेभ्यः"**

જુઓ !–" એ પરમાત્મા **મનોમય**–શુદ્ધ મનથીજ ગ્રહણ કરાય એવ. છે, **પ્રાણશરીરનેતા**–પ્રાણ–ચિદ્‌વર્ગ અને શરીર–અચિદ્‌વર્ગ, એ સર્વના નેતા નિયન્તા, **સત્યસંકલ્પ, આકાશાત્મા**–પ્રકાશમયમૂર્તિ, **સર્વકર્મા**–સંકલ્પ માત્રથી સર્વ કર્મ કરનારા, **સર્વકામ**–સર્વ ઇચ્છાઓથી પૂર્ણ, **સર્વગન્ધ, સર્વરસ,** આ સકળ **વિશ્વને સંહાર કરવામાં સમર્થ,** આત્મારામ અને પૂર્ણકામ હોવાથી **અવાકી** અને **અનાદર,** મારા હૃદયમાં અંદર રહેલા આ **આત્મા**–અન્તર્યામી પરમાત્મા, વ્રીહિથી, યવથી, સર્ષપથી, શ્યામાકથી તેમજ–શ્યામાકના તણ્ડુલથી પણ અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ-સ્વરૂપે રહેલા છે, વળી–એજ મારા હૃદયમાં રહેલા **આત્મા**–અન્તર્યામી પરમાત્મા પૃથ્વીથી પણ અતિ મોટા છે, અન્તરિક્ષથી પણ અતિ મોટા છે, સ્વર્ગથી પણ અતિ મોટા છે, તેમજ–આ સર્વ લોકથી પણ એ મોટામાં મોટા છે." ।

આ પ્રમાણે આ વાક્યમાં–પૂર્વ વાક્યમાં પરમેશ્વરનો આસાધારણ ધર્મ–મનોમયત્વાદિક જણાવ્યો છે અને બાકીના ઉત્તર વાક્યમાં પરમેશ્વરની અન્તરાત્મતા જણાવી છે. એ રીતે આ બ્રહ્મવિદ્યામાં ઉભય **ધર્મને** અવલમ્બીને પરમેશ્વરનું સ્વરૂપ જણાવવામાં આવ્યું છે, માટે આ **શાણ્ડિલ્ય-વિદ્યામાં ઉભયપ્રધાનતા** સ્પષ્ટપણે માનવામાં આવેલી જણાય છે. ।

તો આ ઉપરથી આપણે તો એટલું અનુમાન કરી શકાય કે–બીજી બ્રહ્મવિદ્યાઓની સાથે આ બ્રહ્મવિદ્યાનું સાધારણપણું–સમાનપણું હોવાથી આવા કેવળ નામ–નિર્દેશને લીધે પુરૂષભેદ હોવા છતાં પણ સંજ્ઞા મળતી આવવામાત્રથી એ બ્રહ્મવિદ્યાના પ્રવર્તક શાણ્ડિલ્યમુનિજ આ ભક્તિશાસ્ત્રના પ્રણેતા છે, એમ પણ કેમ કહી શકાય ? ।

તેમજ–પાંચરાત્ર શાસ્ત્રના પ્રવર્તક એક બીજા પણ **શાણ્ડિલ્યમહર્ષિ** એ । નામે પ્રસિદ્ધ સાંભળવામાં આવે છે. અને વળી–આ ભક્તિશાસ્ત્રમાં પાંચરાત્રમાં પ્રસિદ્ધ એવા બાહ્ય યાગને અનુસરતું નિરૂપણ–"तद्यजि पूजायामितरेषां नैवम्" "पादोदकं तु पाद्यमव्याप्तेः" "स्वयमर्पितं ग्राह्यमविशेषात्" । આ સૂત્રોથી કરેલું જોવામાં પણ આવે છે. તેથી

પાંચરાત્રના પ્રવર્તક શાણ્ડિલ્યમુનિ એજ આ ભક્તિશાસ્ત્રના પ્રણેતા છે એમ પણ કેમ ન કહેવાય ? માટે બ્રહ્મવિદ્યાના પ્રવર્તક નારદની પેઠેજ પાંચરાત્રના પ્રવર્તક એજ આ ભક્તિશાસ્ત્રના પ્રણેતા શાણ્ડિલ્ય–મહર્ષિ ઉપનિષદ્‌માં શ્રવણ થતા શાણ્ડિલ્ય–મહર્ષિથી જુદા ન હોય એમ પણ સંભવતું લાગે છે. ।

જુઓ ! નારદજી પોતે–"अधीहि भगव ! इति ह्योपससाद सनत्कुमारं नारदः" । એમ ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાના પ્રવર્તક તરીકે સાંભળવામાં આવે છે, તેમજ–પાંચરાત્રના પ્રવર્તક પણ એ નારદજ છે. અને તેથી **નારદ–પાંચરાત્ર** એમ એ શાસ્ત્રની પ્રસિદ્ધિ થયેલી છે અને વળી–નારદજીએ રચેલાં ભક્તિસૂત્રો પણ લોકમાં પ્રસિદ્ધજ છે. ।

માટે આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છેજ, કે–ભક્તિશાસ્ત્રના પ્રવર્તક **નારદ** અને **શાણ્ડિલ્ય** એ બન્નેય મહર્ષિ અર્વાચીન–આધુનિક તો નથીજ, પરન્તુ–પુરાતન બ્રહ્મદર્શી મહર્ષિઓ છે, એ સર્વસમ્મત છે માટે એમાં કોઇ પ્રકારનો વિવાદ કે મતભેદ છેજ નહિ.

હવે–આટલા સપ્રમાણ તાત્ત્વિક વિચારથી સહ્રદય વાચકોને એટલું તો ખ્યાલમાં આવશેજ કે–આ ભક્તિશાસ્ત્રના પ્રણેતા મહર્ષિ શાણ્ડિલ્યમુનિને બ્રહ્મવિદ્યાના પ્રણેતા શાણ્ડિલ્યમુનિથી જુદા માનવા કરતાં એ બન્ને એકજ છે એમ માનવું એ વધારે યોગ્ય, વાસ્તવિક અને સંભવિત છે. અને એમ માનવાથી આ ભક્તિસૂત્રની સર્વશ્રેષ્ઠતા સર્વોપયોગિતા અને સુપ્રાચીનતા પણ વધારે સુદ્દઢ બને છે. ।

હવે–આ ભક્તિસૂત્રનું ભાષ્ય સર્વાન્તરાત્મા સર્વાવતારી પ્રગટ પ્રભુ શ્રીહરિના પરમોપાસક પરમ સદ્‌ગુરૂ શ્રીનિત્યાનન્દમહામુનિએ રચેલું છે અને શાણ્ડિલ્યસૂત્રનું પરમ રહસ્યવાસ્તવિક રીતે સમજવામાં આ ભાષ્ય–જેવું સપ્રમાણ, સૂત્રકારના હૃદ્દગત અભિપ્રાનેજ તાત્ત્વિક–શાસ્ત્રથી પ્રકાશમાં લાવનારૂં અને સરલ શૈલીથી રચવામાં આવેલું જોવામાં આવે છે, તેવું અત્યાર સુધીમાં પ્રકાશમાં આવેલ ઘણાં ભાષ્યોમાંનું એક પણ ભાષ્ય પ્રેક્ષકોને જોવા જાણવામાં નહિજ આવે. ।

માટે ભક્તિતત્ત્વના પરમ રહસ્યને જાણવા ઇચ્છતા સર્વ મુમુક્ષુ જનોએ ભક્તિસૂત્રનું આ ભાષ્યજ સર્વ પ્રકારે સમઝીને સેવન કરવા યોગ્ય છે. ।

વળી–આ ભાષ્યની ખાસ વિશેષતામાં અને સર્વશ્રેષ્ઠતામાં એ પણ એક કારણ છે, કે–આ ભાષ્યના પ્રણેતા સમર્થ સદ્‌ગુરૂ શ્રીનિત્યાનન્દસ્વામીના ચરણ કમળની સેવામાં પરમરસિક, તેમના પરમ કૃપાપાત્ર અને પરમ શિષ્ય, પણ્ડિતપ્રવર સદ્‌ગુરૂ સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજીએ આ ભાષ્ય ઉપર ગીર્વાણ ભાષામાં ટીકા રચેલી છે, જે ટીકામાં ભાષ્યકારનો સમ્પૂર્ણ અભિપ્રાય પોતે તેમની પાસેથીજ સાક્ષાત્ શ્રવણ કરીને મનન સાથે નિશ્ચિત કરેલો અર્થ પ્રકાશ કરવા પૂર્વક સાંગોપાંગ જણાવેલો છે. અને તે અતિ ગૂઢ–ગંભીર ભાષ્યાર્થના વિવેચનમાં અતિ ઉપકારક, ઉપયુક્ત અને સરળતા સાથે શબ્દસુન્દરતાથી ભરેલો છે.અને વળી જે ટીકાથી સમલંકૃત,સ્વામિપ્રણીત આ ભાષ્ય સહૃદય પરીક્ષક–પ્રેક્ષક સજ્જનોને પરમ આહ્લાદ ઉપજાવે એવું અતિ સુન્દર જણાય છે. ।

આ પ્રમાણે આ ભાષ્ય અને આ **ટીકા** એ બન્ને સર્વાંગ–સમ્પૂર્ણ અને સર્વાંગ–સુન્દર છે.

આ સંસ્કૃત ટીકાએ સહિત મૂળ ભાષ્યના સંશોધન કાર્ય પ્રસંગે વડતાલ પાઠશાળાના પ્રધાન પણ્ડિત **એમ્આર શ્રીકૃષ્ણમાચાર્યજી**એ પૂર્ણ પ્રયાસ કરીને સાંગોપાંગ શોધી–સુધારીને તેને સર્વાંગસમ્પૂર્ણ બનાવ્યું છે. અને તે સંશોધન કાર્યપ્રસંગે આ શાણ્ડિલ્યસૂત્ર ઉપર થયેલાં પ્રાચીન ભાષ્ય અને ટીકાઓ જોવાનો પ્રસંગ આવેલો. ।

તેમાં સ્વપ્નેશ્વરાચાર્યે રચેલું એક પ્રાચીન ભાષ્ય છે, કે જે ભાષ્ય ભેદાભેદ–વાદને અવલમ્બીને રચવામાં આવ્યું છે અને તે પોતે **ઔપાધિક–જીવભેદવાદ** આ સૂત્રકારને અભિમત છે એમ જણાવે છે. ।

તે પછીના સમયમાં એક શ્રીમદ્વલ્લભાચાર્યના મતને અનુસરીને બનેલું છે અને તે પરબ્રહ્મના સ્વરૂપપરિણામ–વાદનેજ પ્રતિપાદન કરતું, **શુદ્ધાદ્વૈત**–વાદ સૂત્રકારને અભિમત છે એમ જણાવનારૂં છે. ।

અને તેથી પણ ઘણા પાછળના સમયમાં શ્રીનિવાસાચાર્યે લખેલું એક આ શાણ્ડિલ્યસૂત્રનું ભાષ્ય જોવામાં આવે છે અને તે શ્રીમદ્રામાનુજ–સમ્પ્રદાયને અનુસરીને રચવામાં આવેલું છે. માટે તે સમ્પ્રદાયને અભિમત એવા **વિશિષ્ટાદ્વૈત** સિદ્ધાન્તને અવલમ્બીને લોકમાં પ્રસિદ્ધ થયેલું જોવામાં આવે છે. આ પુસ્તક અમુદ્રિત હોવાથી તેની લેખી કોપી મદ્રાસના રાજકીય સંસ્કૃત પુસ્તકાલયમાંથી મંગાવીને તેનો પણ આ સંશોધન–કાર્યપ્રસંગે જોવામાં ઉપયોગ કરેલો છે. ।

અને આ ભાષ્ય તો–શ્રીમદુદ્ધવ–સમ્પ્રદાયના એક–અદ્વિતીય વિજયસ્તમ્ભસમા પરમ માનનીય પરમ પૂજ્યપાદ સદ્ગુરૂવર્ય **શ્રીનિત્યાનન્દમહામુનિએ** પોતેજ રચેલું છે. અને તે **શ્રીમદુદ્ધવ–સમ્પ્રદાયને** અભિમત એવા **વિશિષ્ટાદ્વૈત**–સિદ્ધાન્તને અવલમ્બીનેજ પ્રસિદ્ધ વર્તે છે. ।

આ ભાષ્ય અને આ ટીકાના સંશોધન પ્રસંગે–

આ ઉપર જણાવેલાં સઘળાં ભાષ્ય–ટીકાઓ તપાસવામાં આવેલાં અને હેયોપાદેયતાનો સમ્પૂર્ણ વિચાર–વિવેક કરીને તે દરેકનો ખંડન મંડન રૂપ ત્યાગ–ગ્રાહ્ય કરેલો છે. તે આ પ્રબન્ધમાં ઉંડા ઉતરીને પ્રેક્ષકોને જોવાથી સુવિદિત થશે. ।

કારણકે–આ પ્રબન્ધના સંશોધન–પ્રસંગે પણ્ડિતપ્રવર **એમ્આર શ્રી કૃષ્ણમાચાર્યજી**એ સહૃદય સમાલોચક વાચકોના પરમ આહ્લાદ માટે આ ભાષ્ય અને ટીકામાં સુધારો વધારો કરવામાં મહાન્ યત્ન કરેલો જોવામાં આવે છે. માટે તેની તુલના તો પ્રેક્ષક વાચકોના સંતોષ ઉપરજ અવલમ્બીને રહે છે. ।

જો કે–ઇશ્વરભકિતનું પ્રતિપાદન દરેક આસ્તિક શાસ્ત્રમાં દરેક પ્રસંગે વ્યાસાદિક મહાત્માઓએ કરેલું છે, પરન્તુ–શાસ્ત્રીય–પધ્ધતિએ સ્વતંત્ર સૂત્રરૂપે તો આ **શાણ્ડિલ્યસૂત્ર** અને તે પછીનાં બીજાં **નારદસૂત્ર** એ બેજ પ્રસિદ્ધ જોવા–જાણવામાં આવે છે. અને **નારદસૂત્ર** એ **શાણ્ડિલ્યસૂત્ર** પછીનાંજ છે એ તો **નારદસૂત્ર** જોવાથીજ

જણાય છે. જુઓ !–નારદસૂત્ર–"आत्मरत्यविरोधेनेति शाण्डिल्यः" એમ શાણ્ડિલ્ય મતનો અનુવાદ કરેલો જણાય છે.

વળી–આ શાણ્ડિલ્ય સૂત્રો ઉપર આથી પહેલાં ગુર્જરભાષામાં તેમજ બીજી ભાષાઓમાં થયેલા અનુવાદ પણ જોવા–જાણવામાં આવે છે. અને તેમાં પોત–પોતાની મતિ–માન્યતા અને રૂચિ પ્રમાણે પોત–પોતાનું વલણ રાખીને અનુવાદ કરેલા છે. અને હોય પણ એમજ, તેમાં આપણે આગ્રહ નથી. ।

પરન્તુ કેટલાક તો–આ **શાણ્ડિલ્યસૂત્રનું** વલણ અદ્વૈત–મતનેજ અનુસરતું છે એમ માને છે. પણ અદ્વૈત–મતમાં તો ભક્તિનેજ ગૌણ માની છે. અને ફક્ત તેને સાધન-દશામાંજ ઉપયોગી માને છે. અને આખરે મુક્તિ તો જ્ઞાનથીજ માન્ય હોવાથી જ્ઞાન સિવાયનું બધુંય તેમને તો ગૌણજ છે. વળી જ્ઞાતૃ–જ્ઞેયભાવરૂપ ધર્મધર્મિભાવની સાથે પણ તેમને વિરોધ હોવાથી મુક્તિ પણ કેવળ જ્ઞાન–જ્ઞપ્તિમાત્ર સ્વરૂપસ્થિતિ એજ માની છે. તો આવી **નિર્વિકલ્પ** કે **નિર્વિશેષ** સ્થિતિજ જેમને વ્હાલી હોય, તેમને ભક્તિ–માર્ગના વલણથી શો લાભ છે ? અસ્તુ આ સંબંધમાં પ્રથમ ઘણું કહેવાઇ ગયું છે. ।

આ પ્રમાણે શાણ્ડિલ્યમહર્ષિપ્રણીત આ ભક્તિશાસ્ત્રના સંબન્ધમાં જે કાંઇ કહેવા યોગ્ય અર્થ એ સઘળો યથામતિ કહેવાઇ ગયો છે. તેમાંથી ક્ષીર–નીર ન્યાયે સારગ્રાહી વિવેકી સજ્જનોએ યથા યોગ્ય સારભૂત અર્થ ગ્રહણ કરવા તેઓને અમારી નમ્ર અભ્યર્થના છે. ।

જો કે–આ પ્રબન્ધ કોઇ અમુક એક સમ્પ્રદાયને ઉદ્દેશીને, અગર તો–અમુક સમ્પ્રદાયને માટેજ રચવામાં આવ્યો છે એમ તો નથીજ, તો પણ આ **શ્રીમદુદ્ધવ-સમ્પ્રદાય** પરબ્રહ્મની ઉપાસનાપ્રધાન પ્રસિદ્ધ ભક્તિ–માર્ગરૂપ હોવાથી આ ભક્તિશાસ્ત્ર પોતાના સત્સમ્પ્રદાયને અતિ ઉપકારક માનીને આ સમ્પ્રદાયના આદિ મહાપુરૂષ પરમ પૂજ્યપાદ પરમ સદ્ગુરૂ **શ્રી નિત્યાનન્દસ્વામીએ** પોતે ભક્તિપ્રધાન હોવાથી અને આ **ભક્તિશાસ્ત્ર** અતિ પ્રાચીન સનાતન નિત્યસિદ્ધ મુક્તિમાર્ગનું પરમ પ્રસિદ્ધ પરમ પ્રવર્તક અને પરમ પ્રતિપાદક હોવાથી, તેમજ બ્રહ્મદર્શી પરમર્ષિ શાણ્ડિલ્યમુનિ જેવા ભક્તિમાર્ગના પરમ પ્રવર્તક સમર્થ મહાત્માએ રચેલું હોવાથી, તેના ઉપર ભાષ્ય રચેલું છે. ।

અને એજ પરમ ગુરૂના પરમ શિષ્ય અને તેમના પરમ કૃપાપાત્ર એવા પરમ પૂજ્ય વિદ્વદ્વર્ય સદ્ગુરૂ સ્વામી શ્રી **કૃષ્ણજીવનદાસજીએ** આ ભાષ્ય ઉપર ગીર્વાણ ભાષામાં અતિ ગુણ–ગૌરવવાળી ગંભીર અર્થપૂર્ણ સુન્દર સરલ અને સરસ ટીકા રચી છે. અને તે ભાષ્યના સમ્પૂર્ણ અર્થને સુપ્રકાશ કરવારૂપ ભક્તિ તત્ત્વને સર્વાંશે પ્રકાશ કરનારી હોવાથી–"भक्तितत्त्वप्रकाशिका" એવું તેનું અન્વર્થ નામ રાખેલું છે. અને આ ટીકાની સર્વાંગ–સુન્દરતા અને અર્થગંભીરતા કેવી અને કેટલી છે, તે તો સંસ્કૃત-ભાષાના અભિજ્ઞ સાક્ષર સજ્જનોને જોવા–જાણવાથી સુવિદિત થશે. ।

અને આ સૂત્ર સાથે આ ભાષ્યનું આ ભાષાન્તર અમોએ આ ટીકાને અનુસરીનેજ અમારી યથામતિ કર્યું છે અને તેમાં બનતે પ્રયત્ને અનેક સુહૃદ સજ્જનોની સલાહ–સૂચના પ્રમાણે ભાષાની સરલતા અને સરસતા સચવાવ તે ઉપર પૂરતુ ધ્યાન રાખીને સર્વોપયોગી બનાવવા સમ્પૂર્ણ પ્રયાસ કર્યો છે, તો તે યથામતિ અને યથાશકિત કરેલા પ્રયાસની સફળતાનો આધાર તો અમારા પરમ માનનીય સર્વ સહૃદય સન્તો અને સાક્ષર વિદ્વાનોના વાચન–સન્તોષ ઉપરજ અવલમ્બીને રહે છે. ।

આ ભાષ્ય અને ટીકાનું સંશોધનકાર્ય અમારા પરમપૂજ્ય વિદ્યાગુરૂ પણ્ડિતપ્રવર એમ્બાર શ્રી કૃષ્ણમાચાર્યજીએજ કરેલુ છે અને અમોએ આ ભાષ્ય–પ્રબન્ધનું ભાષાંતર–અનુવાદ કરવામાં,તેમજ આ પ્રબંધની આ પ્રસ્તાવના લખવામાં પણ હર–હંમેશ તેમનીજ સલાહ–સૂચના પ્રમાણે અનુસન્ધાન રાખેલું છે, માટે આ પ્રબન્ધના ભાષાન્તરમાં તેમજ પ્રસ્તાવનામાં જે કાંઇ ઉપયોગી સારાંશ હોય તે સઘળો તેમનોજ છે. અને તેમાં પ્રામાદિક દોષથી ભૂલો–ભ્રમણાઓ અગર અશુદ્ધિ વિગેરે જે કાંઇ રહી ગયું હોય તે સઘળું આ સેવકની માનવમતિની સહજ સિદ્ધ પરિમિતતાનુંજ પરિણામ છે એમ માનીને સાક્ષર વિદ્વદ્વાચકો તે ક્ષન્તવ્ય ગણીને પોતાની સહજસિદ્ધ ઉદારતાનો પરિચય કરાવીને અમને યથા સમય યોગ્ય સલાહ–સૂચના આપશે એવી આશા રાખું છું.

આ પ્રસંગે મારે મારા મનની એક વાત અતિ વિનયવિવેકપૂર્વક નમ્રભાવે ખૂલ્લા દીલથી જણાવવી જોઇએ કે–

આ પ્રબન્ધમાં પરબ્રહ્મની જે **પરા ભક્તિ** બતાવવામાં આવી છે, તે **પરા** ભક્તિના સમ્બન્ધમાં એક શબ્દ પણ લખવાનો કે ઉચ્ચારવાનો આ બીનઅનુભવી સેવકને અધિકાર નથીજ. ।

કારણ કે શ્રવણ–મનનાદિક સાધન–ભક્તિ કરવામાં પણ દેહાભિમાન અને તેમાંથીજ પ્રવર્તતાં–પ્રમાદ અને મોહ–મમતાદિક અનેક વિઘ્નોથી પરાહત થઇને પરાભૂત અવસ્થામાંજ ગોથાં ખાતા મારા જેવા એક સાધારણ માણસને એ પરબ્રહ્મની **પરા–પ્રેમ લક્ષણા** ભક્તિના સમ્બન્ધમાં એક શબ્દ પણ ઉચ્ચારવાનો કે લખવાનો અધિકાર નજ હોય એ સ્વાભાવિક અને દેખીતુંજ છે ।

માટે–આ પ્રબન્ધમાં સર્વાન્તરાત્મા, સર્વનિયન્તા, સર્વાવતારી પ્રગટ પ્રભુ શ્રી હરિ શ્રી સહજાનન્દસ્વામી ભગવાનના પરમાનુગ્રહપાત્રભૂત અને પરબ્રહ્મ પરમાત્માની પરમોપાસનારૂપ પરા–પ્રેમલક્ષણા ભક્તિમાંજ અખંડ નિમગ્ન રહેનારા અને " **रसो वै सः रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति**" એમ કેવળ રસમયમૂર્તિ પરમાનન્દમય પ્રગટ શ્રીહરિના ભક્તિરસામૃતનુંજ અખંડ આસ્વાદન કરનારા પરમમુક્તાગ્રેસર પરમ વન્દનીય પરમ સદ્ગુરૂ શ્રી નિત્યાનન્દમહામુનિએ જે પરા ભક્તિનુ વર્ણન અને પ્રતિપાદન કર્યું છે તે ખરી રીતે તે મહામુક્તરાજનેજ સર્વ પ્રકારે સુસમુચિત છે, એમાં કાંઇ સંન્દેહ નથી. ।

અને ભક્તિરસસમ્ભરિત આ પ્રબન્ધ ઉપર અનુવાદ લખવામાં કે પ્રસ્તાવના લખવામાં પણ પરા ભક્તિના અનુભવવિહીન એવા મેં જે ધૃષ્ટતા કે ચપળતા દર્શાવવા

પ્રયત્ન કર્યો છે; તે તો-પ્રાંશુપ્રાપ્ય ફળપ્રાપ્તિમાં વામનપ્રવૃત્તિ જેવોજ છે, તો પણ ઇષ્ટદેવ શ્રીહરિમાં પરમ ભક્તિ અને પરમ વિશ્વાસને લીધે, તેમજ-એ મહાપુરૂષોના મહાગુણો તરફના સ્વાભાવિક પરમ પૂજ્યભાવપૂર્વકના સમાકર્ષણને લીધેજ સાહસ-પ્રવૃત્તિ થયેલી છે, અને વળી—તેમાંય મારે તો—" तत्र श्रमस्तु सुलभो मम मन्दबुद्धेः " એમ સુમન્દમતિને શ્રમસુલભતા તો સ્વાભાવિકજ છે. ।

માટે મહાપુરૂષવિરચિત આ મહાપ્રબન્ધમાં નિમિત્તમાત્ર થઇને જે કાંઇ મારાથી લખાયેલું હોય, તેમાંથી પરમાત્માના પરમ ભક્તો અને ભક્તિસામૃતના પરમ અનુભવી મુક્તાત્માઓ **ક્ષીર-નીર** ન્યાયે સારમાત્ર ગ્રહણ કરીને મારા વાચિક અને શાબ્દિક પ્રયાસને તેમની સેવારૂપ માનીને આ નમ્ર સેવક ઉપર પૂર્ણ પ્રસન્ન થઇને પરમ કૃપા કરો ! કે જે કૃપાના લવ-લેશથી પણ એ અનુભવી મુક્તાત્માઓની પેઠેજ હું પણ એવી પરા-પ્રેમલક્ષણા ભક્તિનો પાત્ર બનું. એમ અતિ વિનયપૂર્વક દીનભાવે પરમાત્માની અને પરમાત્માના પરમોપાસક પરમ મુક્તાત્માઓની પ્રાર્થના કરીને એ પરા ભક્તિની અભ્યર્થના કરૂં છું. ।

આ શાણ્ડિલ્યસૂત્રનું ભાષ્ય ભાષાન્તર સાથે છપાવીને પ્રકાશ કરવા માટે અમારો ઘણા સમયનો સંકલ્પ અને આગ્રહ હતો. પરંતુ-જેમ સદ્બીજને પણ સુભૂમિ અને સુજળના સુયોગેજ અંકુરિત થઇને ફળદશા પ્રાપ્ત થવાનો સમય આવે છે, તેજ પ્રમાણે અમારા એ શુભ સંકલ્પરૂપ બીજને સદ્વિદ્યોત્તેજક-**સનાતન ધર્મધુરન્ધર** આચાર્યવર્ય શ્રી **૧૦૮ શ્રીઆનન્દપ્રસાદજીમહારાજશ્રીની** આજ્ઞાથી અને પ. ભ. કોઠારી સ. પુરાણી શ્રી **ધર્મસ્વરૂપદાસજીની પ્રેરણાથી** અમો સફળ કરીને શ્રીમદુદ્ધવ-સમ્પ્રદાયના સમાશ્રિત સત્સંગ-સમાજની સમક્ષ સત્સંગની સત્સેવારૂપે સત્સંગને સમર્પણ કરી શકયા છીએ એ સર્વાન્તરાત્મા પ્રભુ શ્રીહરિની પૂર્ણ કૃપાનું અને સમ્પ્રદાયના નેતાઓની સુયોજનાનું સુફળ છે. ।

આ પ્રબન્ધને છપાવવા માટે આરંભ કર્યે બે વરસ પૂરાં થઇ ગયાં છે, પરન્તુ-અમારા શિરછત્ર-પરમપૂજ્યપાદ સદ્ગુરૂવર્ય શ્રી પુરાણી **શ્રીભક્તિજીવનદાસજીના** અક્ષરવાસ થવાના પ્રસંગે તેમના શારીરક મંદવાડને યોગે તેમની સેવામાં અમુક સમય જવાથી આ કાર્ય વચ્ચે અટકાવવું પડયું હતું, તેથી આટલો બે વરસ જેટલો મોટો સમય વીતવાથી પુસ્તકના પ્રકાશનને નૈસર્ગિક અનિવાર્ય કારણને લીધે થયેલો વિલંબ સત્સંગના નેતાઓ ઉદાર દીલથી ક્ષન્તવ્ય ગણશે એવી નમ્ર પ્રાર્થના છે. ।

આ પ્રબન્ધમાં આ પ્રબન્ધના પ્રણેતા પરમપૂજ્યપાદાબ્જ સદ્ગુરૂવર્ય શ્રી **નિત્યાનન્દસ્વામીનું** આ ભાષ્યપ્રબન્ધ ઉપર ટીકા રચનાર વિદ્વદ્વર્ય સદ્ગુરૂ સ્વામી શ્રી **કૃષ્ણજીવનદાસજી** વિગેરે શિષ્યમંડળ સાથેનું સુન્દર ચિત્રકામ પ. ભ. પેઇન્ટર રંગીલદાસ ભગવાનદાસ પાસે બનાવરાવીને તેનું ત્રિરંગી બ્લોક બનાવરાવીને તે ઉપરથી મૂર્તિઓ છપાવીને મુકવામાં આવી છે. તેની ચિત્રકળાની દૃષ્ટિએ સર્વાંગ-સુન્દરતા વિગેરે તો પ્રેક્ષકોને જોવાથીજ જણાશે. ।

ल्यौदार्यैश्वर्यमहोदधिः, प्रणतार्त्तिहरो, भक्तवात्सल्यैकपारावारः, परमव्योमनिलयोऽनन्ताश्चर्यमहाविभूतिर्ब्रह्मभूतानन्तकोटिमुक्तोपास्यांघ्रिसरोरुहः, कोटिकन्दर्पलावण्योऽनर्घ्यदिव्यविविधविचित्रवस्त्रालङ्कारभूषितः, पूर्णशारदचन्द्रास्यमन्दहासमनोहरोऽनेककोटिसूर्येन्दुप्रकाशातिप्रभोज्ज्वलो, मूर्तिमच्चक्राद्यात्मीयायुधसेवितचरणाब्जः, परब्रह्मभूतः पुरुषोत्तमो नारायणः श्रीकृष्णस्स्वयं धर्माद्भक्तावाविर्भूयाभितः प्रवृत्तमधर्मोपचयं प्रशमयन्नाश्रितानमृतमयमात्मानमनुभावयन्, स-

---

સમા, ( આ વાત્સલ્યભાવ ભગવાને જયતલપુરમાં મઠ–આવટાનો રોટલો અને ખાટા ભીંડાની ભાજી આનંદ અને આગ્રહપૂર્વક જમવા વિગેરેના અનેક પ્રસંગે જણાવ્યો છે.) ચિદાકાશરૂપ પરમાકાશ–બ્રહ્મધામમાં અખંડ વિરાજમાન રહેલા " परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी " " अनन्ताः शक्तयो यस्य " એ વિગેરે શ્રુતિ–સ્મૃતિપ્રતિપાદિત આશ્ચર્યકારી અનન્ત મહાવિભૂતિરૂપ શક્તિઓથી સમ્પન્ન–અખંડ સેવાયેલા, " ब्रह्मविदाप्नोति परम् " " ब्रह्मभूतः...मद्भक्तिं लभते पराम् " એ વિગેરે વચન પ્રમાણે પરાત્પરસર્વેશ્વરપરમાત્માની ઉપાસના કરીને બ્રહ્મભૂત–થયેલા ભાગવતી તનુ પામેલા એવા દિવ્યવિગ્રહવાળા અનન્તકોટિ મહામુક્તગણોએ જેમના ચરણ–કમળની ઉપાસના કરાય છે, કોટિ કન્દર્પના લાવણ્ય કરતાં પણ જેમનું અનુપમ અલૌકિક લાવણ્ય સર્વોપરિ સુન્દરતાએ યુકત છે, અમૂલ્ય દિવ્ય વિવિધ વિચિત્ર વસ્ત્ર–અલંકારોથી અતિશય શોભાસમ્પન્ન દિવ્યમૂર્તિ, શરદ્ પૂર્ણિમાના પૂર્ણ ચન્દ્રસમાન શોભિતા મુખચન્દ્રમાં ભરેલા મન્દહાસથી ભક્તોનાં મનને હરનારા મહામનોહરમૂર્તિ જણાતા, એક સાથે ઉદય પામેલા અનેક કોટિ સૂર્ય ચન્દ્રના પ્રકાશ કરતાં પણ અતિ પ્રકાશે યુકત મહાતેજોમયમૂર્તિ જણાતા, મૂર્તિમાન એવાં સુદર્શન ચક્રાદિક પોતાનાં દિવ્ય આયુધોએ જેમના ચરણ–કમળની સેવા કરાય છે, આવા પરાત્પર, પરબ્રહ્મ, પુરૂષોત્તમ, નારાયણ, શ્રીકૃષ્ણ સ્વયં સર્વાવતારી પ્રભુ, આ ભારત–ભૂમંડળમાં ધર્મદેવ થકી ભક્તિદેવીમાં–ભક્તિદેવીદ્વારા આવિર્ભાવ પામીને આ ભૂતળમાં ચોતરફથી પ્રવર્તી ગયેલા અધર્મના ઉપાડને પોતાના પ્રતાપથી સર્વથા શમાવી દેતા, પોતાના પરમ ઉપાસક અને અનન્યગતિક એવા આશ્રિતજનોને અમૃતમય પોતાની દિવ્ય મૂર્તિનો સાક્ષાત્ અનુભવ કરાવતા, તેમજ–સકળ લોકને પરમ પાવન કરનારી એવી પરમ પવિત્ર પોતાના ચરણ–કમળની ભક્તિની લહરીઓને ચોતરફ ફેલાવતા, આપણાં નેત્ર અને મનને પરમ આનન્દ ઉપજાવતા, અસુરભારથી પીડાતી ભારતભૂમિને પોતાના ચરણ–કમળના રેણુઓથી સુગન્ધમય બનાવતા અને આનંદ પમાડતા, શ્રવણમાત્રથી શ્રોતાજનોનાં સમગ્ર દુરિતમાત્રને અતિશયપણે સમૂળ નાશ કરનારાં એવાં અદ્ભુત અમાનુષ પોતાનાં લોકવિલક્ષણ ચરિત્રોને વિસ્તારતા, આવો મહા-

**कललोकपावनीं स्वचरणकमलभक्तिलहरीमभितः प्रसारयन्, आनन्दयंल्लोचनमनांसि नो, भूमिमिमां स्वचरणकमलरेणुभिस्सुरभयन्, श्रोतृजनसकलदुरितनिबर्हणमद्भुतममानुषं चरितमात्मन आविष्कुर्वन्सकलमनुजनयनसन्निधावाविरासीत् । तस्य भगवतश्चरणकमलसेवासमधिगतसकलविषयवैतृष्ण्येन तदेकान्तभक्तिसुधामहाह्रदनिमग्नेन तच्चरणकमलपरिचरणप्रवर्धितप्रेमातिशयप्रेरितेन तद्भक्तिलक्षणं शास्त्रमिदं शाण्डिल्यमहर्षिप्रणीतं व्याख्यायते—**

પ્રતાપ આ પૃથ્વી ઉપર વિસ્તારતા થકા સર્વ લોકનાં નયનસમક્ષ પ્રગટભાવને પામ્યા હતા.

તે પ્રગટ ભગવાનની ચરણ-કમળની ઉપાસનારૂપ સેવાથી જેમને શબ્દાદિક સકળ માયિક વિષયોથી વિતૃષ્ણા સમ્યક્ પ્રકારે પ્રાપ્ત થયેલી છે, તે ભગવાનની એકાન્તિક અનન્ય ભકિત—ઉપાસનારૂપ અત્યુત્તમ સુધાપૂર્ણ મહાહ્રદ-(મોટા ધરા)માં અવિરતપણે નિમગ્ન વર્તનારા અને તે શ્રીહરિના ચરણ-કમળની પરિચર્યાથી પરિપૂર્ણ વૃદ્ધિ પામેલા પ્રેમાતિશયથીજ પ્રેરાયેલા, એવા **મેં નિત્યાનન્દમુનિએ** તે ભગવાનની ભકિતનેજ એક પ્રતિપાદન કરનારૂં એવું આ મહર્ષિ **શાણ્ડિલ્યમુનિ**પ્રણીત ભકિતશાસ્ત્રનું વ્યાખ્યાન કરાયછે—કરવામાં આવ્યુંછે.

પરમ કારૂણિક મહર્ષિ શાણ્ડિલ્યમુનિએ ભકિતમાં પ્રવર્તેલા ભકતજનોને તે ભકિતનું સ્વરૂપ સમઝાવવા વડે કરીને અનુગ્રહ કરવા ઇચ્છતા થકા સૂત્રરૂપે આ ભકિતશાસ્ત્ર રચેલું છે.

તેમાં આ પહેલું-આરમ્ભસૂત્ર છે, ભકિતના અધિકારિસમાજમાં **ભકિતનો** વિચાર કરવાના આરંભરૂપ પ્રતિજ્ઞા કરેછે—

" अथ " હવે, " अतः " **ભકિતના અધિકારી ભેગા થયા છે માટે " भक्तिजिज्ञासा " ભકિતને જાણવાની ઇચ્છા હોવાથી તેનો આરમ્ભ કરાયછે.**

પોત-પોતાના વર્ણ-આશ્રમને ઉચિત, ભગવદારાધનરૂપ સન્ધ્યાવન્દનાદિક નિજ કર્મના આચરણ-અનુષ્ઠાનથી શુદ્ધ અન્તઃકરણવાળો થયેલો અને તેથીજ ભકિતની ઇચ્છા રાખનારો એવો ભકતસમાજ ભેગો થયા પછી, એમ **આનન્તર્ય**-અમુક વાત બન્યા પછી, એ રૂપ અર્થને કહેનારો **અથ** શબ્દ જાણવો. કેમ કે-ભકિતની અતિ રહસ્યરૂપતા હોવાથી તેનો અધિકારિસમાજ ભેગો થયા પછીજ તે ભકિતના ઉપદેશનું ઉચિતપણું છે માટે.

" अतः " સ્વધર્મમાં દૃઢ રહેલા, આત્મસ્વરૂપમાં સ્થિતિ પામેલા, ઇન્દ્રિયોને જીતીને વર્તનારા, વાસનાએ રહિત, જ્ઞાને કરીને સમગ્ર પાપને પ્રજાળીને નિષ્પાપ બનેલા, એવા ભકિતના જીજ્ઞાસુઓ ભેગા થયેલા છે, એ હેતુથી **ભક્તિજીજ્ઞાસા**-ભકિતને સમઝાવવા માટે ભકિતનો વિચાર આરંભાય છે.

टी०—भगवति भक्त्यतिशय एवास्य विवरणे प्रधानं निमित्तमित्याशयावेदयति-इहेत्यादिना । अनेनास्योत्कर्षो व्यज्यते । सर्वोऽप्यारम्भो भक्त्या ह्यतिशयमाप्नोतीति । इह-संसृतिचक्रे । यतश्चक्रमतो वासनेयमनादिः, सा च विपरीता, शुक्तौ रजतवासनेव दुःखे सुखवासना, तया विमोहिताः । अत एव चाभिमन्यन्ते पिण्डमात्मानम्, पिण्डश्च मांसासृक्पूयमयः । शीर्यते चायमनुक्षणम् । अत एव ममायं पुत्रो ममैते पशव इति स्नेहपाशनिबद्धाः, अत एव तेषां पोषणाय कथमपि प्रयतमानाः । नारामः कदाप्येषामात्मना, अपि त्विन्द्रियैरेव । अत एवेदं कृत्यमिदमकृत्यमिति विधिनिषेधतः पराङ्मुखाः । अतश्चार्थकामनावेगसमुद्भूतकर्मप्रवाहेण विविधयोनिषु बम्भ्रम्यमाणाः । अत एव चाविच्छिन्नैराध्यात्मिकाधिभौतिकाधिदैविकैस्तापैरनुक्षणमभितप्यमानाः । न केवलमेतावत्यनर्थपरम्परा, कलेः पापस्य क्लेशात्सत्पुरुषगुर्वाभासाद्यसत्सहवाससम्पत्त्याधायकेनाधोऽधः श्वसूकरादियोनिषु नीयमानाः । एवम्भूतान् जीवनिवहानुद्दिधीर्षुः कर्दमवत्कश्मलात्संसारात् । भगवानाविरासीदित्युत्तरेण सम्बन्धः ॥

अवतारस्य न कालदेशनियमः, " यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे "॥ " यदा यदा हि धर्मस्य क्षयो वृद्धिश्च पाप्मनः । तदा तु भगवानीश आत्मानं सृजते हरिः " ॥ ननु-परिपूर्णस्य किमवतरणेन ? परमकारुणिकोऽयम्, अवतरति ततः । निखिलेति परब्रह्मणो लक्षणमेतत् । अनवधिकातिशयेति परब्रह्मणो निर्गुणत्वव्युदासः, अपारेत्यादि कल्याणगुणानां प्रपञ्चनम् । कारुण्यादयो वात्सल्यान्ता आश्रितोपकारका गुणा उक्ताः । अथ मुक्तोपभोग्यगुणसम्पत्तिमाह-परमव्योमनिलय इत्यादिना । नारायणः-नारमखिलप्रपञ्चसमूहः, स अयनमाश्रयो यस्य, तद्व्याप्य वर्त्तत इत्येतत् । तस्यायनमात्मतया च । स चायं श्रीकृष्णः-आनन्दमयः । "यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह" । स्वयम्-साक्षात् । अङ्गारकोऽयमवतार इति यावत् । धर्माद्भक्तावाविर्भूय-तन्नामकाभ्यामाविर्भूय । अवतरणकृत्यमाह-प्रशमयन्ननुभावयन्निति च । दुष्कृतिनां विनाशः परित्राणञ्च साधूनां ह्यवतरणकृत्यम् । तत्र साधूनां भगवदेकपराणां भगवदनुभवनैरन्तर्याधानमेव च संरक्षणम् ॥ तदुक्तमनुभावयन्निति । अपवर्गादपि स्पृहणीयमिहैवाखिललोकसुलभमकरोदित्याह-सकलेति । सकललोकपावनीमिति । न ह्यपूतो भगवद्भक्त्या कश्चन । चण्डालोऽपि परमभक्तः पावनः सर्वेषाम् । स्मर्यते च "विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् । मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणं पुनाति सकुलं न तु भूरिमानः " ॥ इति ॥ किमु वक्तव्यमरविन्दनाभपदारविन्दाभिमुखदश्वपचो गरिष्ठ इत्यत्र । स्मर्यते चान्यत्रापि-" मद्भक्तजनवात्सल्यं पूजायां चानुमोदनम् । स्वयमभ्यर्चनञ्चैव ममार्थे दम्भवर्जनम् ॥ मत्कथाश्रवणे भक्तिस्स्वरनेत्राङ्गविक्रिया । ममानुस्मरणं नित्यं यच्च मां नोपजीवति ॥ भक्तिरष्टविधा ह्येषा यस्मिन् म्लेच्छेऽपि वर्त्तते । स विप्रेन्द्रो मुनिः श्रीमान् स यतिस्स च पण्डितः॥ तस्मै देयं ततो ग्राह्यं स च पूज्यो यथा ह्यहम् " ॥ इति भागवतैर्वेदज्ञानां पूज्यतमत्वमुक्तम् ।

भा० परमकारुणिको महर्षिः शाण्डिल्यः प्रवृत्तान् भक्तौ तत्स्वरूपावबोधनेनानुजिघृक्षुः सूत्रात्मना शास्त्रमिदमकरोत् ॥

## सू० अथातो भक्तिजिज्ञासा ॥१-१-१॥

तत्रेदमारम्भसूत्रम् । अधिकारिसमाजे भक्तिविचारं प्रतिजानीते–अथेति । स्ववर्णाश्रमोचितभगवदाराधनरूपकर्माचरणशुद्धान्तःकरणभक्त्यर्थिसमाजानन्तरमित्यानन्तर्यार्थकोऽथशब्दः । भक्तेरतिरहस्यतया तदधिकारिसमाजानन्तरमेव तदभिधानस्यौचित्यात् । अत इति–यतः स्वधर्मस्था आत्मनिष्ठा जितेन्द्रिया निर्वासना निर्दग्धाशेपकल्मपा भक्तिजिज्ञासवः समवेताः, अतो हेतोर्भक्तिजिज्ञासा । ज्ञातुमिच्छा जिज्ञासा, भक्तेर्जिज्ञासा भक्तिजिज्ञासा, भक्तिविचारः । आरभ्यत इति शेपः ।

यद्वा–अधीतसाङ्गसशिरस्कनिगमस्य विचारितकर्मस्वरूपस्याधिगताल्पास्थिरफलककर्मज्ञानतया सञ्जातनिर्वेदस्य मुमुक्षोरनन्तस्थिरफलभक्तिजिज्ञासोत्पद्यते । ततस्सत्सम्प्रदायाधिगतज्ञानं भगवन्निष्ठं गुरुमुपसीदति । श्रूयते च–" परीक्ष्य लोकान् कर्मचितान्

અથવા––વ્યાકરણાદિક અંગોએ સહિત અને શિરોભાગરૂપ વેદાન્તે સહિત એવા સમગ્ર વેદને ભણેલા, વિચાર્યું છે કર્મનું સ્વરૂપ જેણે અને " क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति " એમ વિચાર કરતાં કર્મનું ફળ અતિ અલ્પ અને તે પણ અસ્થિર છે એમ જ્ઞાન થવાથી સકળ સાંસારિક પદાર્થોથી સમ્યક્ નિર્વેદ પામેલા એવા મુમુક્ષુ–જનને અનન્ત અને સુસ્થિર–શાશ્વત ફળને આપનારી ભક્તિની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે. તેથી તે મુમુક્ષુ–જન સત્સમ્પ્રદાયથી જ્ઞાન પામેલા અને ભગવત્સ્વરૂપમાં પરમ નિષ્ઠા પામેલા એવા સદ્ગુરૂને શરણે જાય છે. આ વાર્તા શ્રુતિમાં પણ સંભળાય છે–" બ્રહ્મસ્વરૂપને જાણવાને ઇચ્છતો મુમુક્ષુ–જન સત્કર્મથી સમ્પાદન કરેલા સ્વર્ગાદિક લોકોને અસ્થિર અને અતિ તુચ્છ છે. એમ સર્વ રીતે વિચારીને, પછી " કર્મથી નિત્ય–પરમાત્માને સાક્ષાત્ નહિજ કરી શકાય " એમ નિર્વેદ પામીને તે બ્રહ્મનું વિજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે તે મુમુક્ષુ–જન સમિધાદિક કાંઇક ભેટ લઇને સિદ્ધજ્ઞાન અને બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂનેજ શરણે જાય " અને તે ગુરૂ પણ એ શરણે આવેલા અધિકારી શિષ્યને " આ નિર્મળ અન્તઃકરણવાળો, નિર્વેદ પામેલો અને શમદમાદિક સર્વ સદ્ગુણથી સમ્પન્ન, એવો ઉત્તમ અધિકારી છે" એમ પરીક્ષા કરીને ભગવત્સ્વરૂપમાં દૃઢ અનન્યનિષ્ઠા ઉત્પાદન કરીને તે પરમેશ્વરને વિષે ઉપાસના કરાવે છે. શ્રુતિ પણ એજ કહે છે–" આવેલા તે મુમુક્ષુ–શિષ્યને મહાજ્ઞાની તે ગુરૂ "આ શિષ્ય સમ્યક્ પ્રકારે પ્રશાન્ત ચિત્તવાળો છે. અને શમદમાદિક સાધનસમ્પન્ન છે " એમ

टी-एवम्भूतस्य भगवतस्साक्षात्कारेणास्माकमनन्यजनसामान्योऽयमानन्द इत्याह-आनन्दयन्निति। जडस्यापि भगवत्संश्लेषेणातिशयोऽवश्यम्भावीति व्यञ्जयन्नाह-भूमिमिमामिति। अलब्धसाक्षात्काराणां तदीयदिव्यचरितैर्निःश्रेयससिद्धिरिति व्यञ्जयन्नाह-श्रोतृजनेति। यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह सोऽयं पामरनयनगोचरीभूयाविरासीदिति कृपातिशयं व्यञ्जयन्नाह-सकलेति। तस्य भगवतश्चरणकमलसेवासमधिगतविषयवैतृष्ण्यः-"विषया विनिवर्त्तन्ते निराहारस्य देहिनः। रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्त्तते"। अयं हि अक्षरात्परतः परः। "भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे" इति हि श्रूयते। न केवलं वैतृष्ण्यतः कृतकृत्यता, महानन्दलाभेन हि तथात्वम्, तत्राह-तदेकान्तेति। अपगतो नस्त्रिविधोऽपि तापः, अयं हि सुधाह्रद इत्येतत्। प्रेमातिशयप्रेरितेनेति। आन्तरप्रेमपरिवाहो हि बाह्यो व्यापारः, तत्रायं तत्परिचरणविशेष इति बोध्यमिति भावः। तद्भक्तिलक्षणम्-तस्मिन्भक्तिर्लक्ष्यते निरूप्यते येन॥

परमकारुणिक इत्यनेनानुजिघृक्षायां निमित्तमुक्तम्। भ्रमप्रमादादिराहित्यं महर्षिरित्यनेन व्यज्यते। यथावदतीन्द्रियमर्थतत्त्वं यः पश्यति स हि ऋषिः। ब्रह्मसाक्षात्काराच्च महत्त्वमितरेभ्यः। प्रवृत्तानिति। प्रवृत्तिरिहाभिरुचिमात्रमपि।

"सा परानुरक्तिरीश्वरे" इत्यारभ्य, "आविर्भावतिरोभावविकाराः स्युः क्रियाफलसंयोगा" दित्यन्तं भक्तिविचारलक्षणं शास्त्रम्, तस्येदमारम्भसूत्रम्। शास्त्रमनारम्भणीयमित्याशङ्का ह्यनेन व्यावर्त्यते। इयमत्र विप्रतिपत्तिः-शास्त्रमिदमारम्भणीयं न वेति। अनारम्भणीयमनुबन्ध्यभावादिति पूर्वः पक्षः। आरम्भणीयं तत्सद्भावादिति सिद्धान्तः। आरम्भतया चास्यैतच्छास्त्रावयवता। तेनास्य शास्त्राद्बहिर्भावशङ्काया नावकाशः। सूत्रस्यास्य विषयं संगृह्णादावाह-अधिकारीति। अधिकारिसमाजे-अधिकारिसमाजमभिमुखीकर्त्तुमित्येतत्। भक्तेर्विचारः-तत्स्वरूपतदुपकरणतत्फलानां विचारः। अप्रतिपत्त्यन्यथाप्रतिपत्त्युपशमनेन तन्निर्णयः। अथ सौत्राणि पदानि व्याचष्टे-स्वेति।

आनन्तर्यार्थकोऽथशब्दः—अत्रेति शेषः। अनारम्भणीयत्वाशङ्कावारकेऽस्मिन्सूत्र इति तदाशयः।

एतेन-"अथातःशब्दयोर्व्याख्यानाय प्रवृत्तिरनुचिता, वाक्यालङ्कार एव चास्य प्रयोजनम्, मङ्गलं वा। दृश्यते च महर्षीणामयमारम्भक्रमः "अथ शब्दानुशासनम्" "अथ योगानुशासनम्" इत्यादिः। तथैवायमपरः क्रमः-"अथातो धर्मजिज्ञासा" "अथातो ब्रह्मजिज्ञासा" इत्येवमादिः" इति निरस्तम्। वाक्यालङ्कार इति ह्यनर्थकः पक्षः, गौणश्च सः। पदानामर्थबोधकता हि स्वभावनियता। अपेक्षितोऽर्थो यद्यनेनावगम्येत, त्यजंस्तं मन्दो गण्येत। अस्तु वा प्रयोक्तुर्वाक्यालङ्करणे दृष्टिः। तेनैव चेदपेक्षितार्थं सुखमवगमयेद्व्याख्याता, प्रयोक्तुः प्रयोगस्य वा किं वैगुण्यम्?। अथापेक्षितार्थाकथनदोषत उद्धृत एव स्यात्प्रयोक्ता। ननु कोऽर्थः सः? योऽत्यन्तमपेक्षितः। कथं वानेन पदेन सुखेनावगम्यते?। उच्यते-नेतो लाभः. नास्याधिकारीति

टी-ष्यनारभ्यणीत्याशङ्का, तन्निवर्त्तनं चात्यन्तापेक्षितम्, अयमस्त्यधिकार्यस्य, अयं चास्य लाभ इति निरूपणेन भवति तन्निवर्त्तनम्, तदिदमुभयमनेनावगम्यते। अवगतिप्रकारं च शब्दार्थव्याख्यानतो विवेचयामः। आनन्तर्यस्वरूपं विशदयति-स्वेत्यादि। भक्त्यर्थिनोऽधिकारिणः, तेषां समाजः समूहः, । नैकोऽधिकारी किन्तु बहव इति गम्यते समाजशब्देन। समाजानन्तरम्-समाजसिद्ध्यनन्तरमित्यर्थः। यद्धिकारिणो बहवो भक्त्यर्थिनस्सन्ति तदिदमारभ्यत इति भावः। ननु-कथमियमभ्यर्थना? सन्ति नामार्था विविधा, साधनानि च विविधानि दृष्टादृष्टलक्षणानि, तत्राह-शुद्धान्तःकरणेति। यावद्वासनामयमलवेष्टितमन्तःकरणं, तावन्न भक्त्यार्थना, यदा तु शुद्धं तदा भवेदेव भक्त्यभ्यर्थना। ननु दुर्घटा नामान्तःकरणशुद्धिः। अनादिवासनाविवशमशुद्धं मनो हि नेन्द्रियाण्यतिवर्तेत, "इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः"। इन्द्रियाणि च व्यापृतिशीलानि। न क्षणमपि निश्चेष्टतामर्हन्ति, "न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्"। तानि च पराञ्चि, "पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूः,"

व्यापृतिद्वा[1]रोपरोधेनोपरुद्धायां च तद्ग[2]तावनालब्धोपघ्नमुन्मर्यादमभितः प्रसर्पन्मनो विचेष्टेत वल्लीव प्रभूतरजसि प्रदेशे, तदधिकानर्थायैवैतत्। यदि नामाऽनुपरुद्धगतीनि स्वस्वार्थमनिवर्तेरन्निन्द्रियाणि, स्ववशे मनो विधाय तस्य वासनां वर्धयेयुरेव। इत्यत आह-स्ववर्णाश्रमोचितभगवदाराधनरूपकर्माचरणशुद्धान्तःकरणेति। अयम्भावः-सत्यं व्यापृतिशीलानीन्द्रियाणि, अशुद्धमनः स्ववशे कुर्युरेव, इयत्तु कर्त्तव्यम्, व्यापृतिशीलानामिन्द्रियाणामविशेषं विषयेषु विशतामनुकूलप्रतिकूलविवेचनेन विषयेष्ववकाशो देयः, यथा बालस्याविशेषेण फलमात्रं चक्षुःपथपतितं जिघृक्षतो "मधुरमिदं गृहाण" "त्यजान्यत्कटुकमिति"प्रतिकूलफलतो निवर्तनप्रयोजनमप्रतिकूलफलप्रदानं, तथा विनिवर्त्य परोपघातकादनृतात् आत्मोपघातकात् परार्थपरिग्रहादिस्वच्छन्दाचारादुदरभरणैकशेषाच्च कर्मणः, दारपरिग्रह-सद्द्रव्यार्जन-यज्ञाचरणाद्यैहिकामुष्मिकसुखसम्पत्तिसाधनेष्वेषामवकाशप्रदानं योग्यम्। एवमपथाद्व्यावर्त्य पथि व्यापार्यमाणेषु लब्धावकाशतयानुच्छृङ्खलेषु समुन्मिषितात्मसत्वेषु सर्वांस्तानिन्द्रियव्यापारान्विहिते पथि वर्तमानान् भगवदाराधनरूपान्मन्वीत, आत्मनः फलं न चिन्तयेत्। तदेवं सति व्यापृतिशीलान्यपीन्द्रियाण्यन्ते मनःप्रसादाय स्युरेव, "यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्। स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं[3] विन्दति मानवः" इति। तदिदमभिप्रेत्य स्ववर्णाश्रमोचितभगवदाराधनरूपेति कर्मणां विशेषणम्। श्रूयते च-"यज्ञेन दानेन तपसाऽनाशकेन ब्राह्मणा विविदिषन्ती"ति। अनेन हि विविदिषायामुपयोगः कर्मणां श्रूयते, विविदिषा-वेदनकामना, ननु स्याद्वेदने कामना कर्मभिरनु

(१) व्यापृतिद्वारम्-नयनगोलकश्रोत्रकुहरादि-अर्थसान्निध्यं च।

(२) तद्गतौ-तेषां गतौ।

(३) सिद्धिश्चेह मनःप्रसादनद्वारा भक्त्याद्यनुरागो भक्तिनिष्पत्तिर्निःश्रेयसावाप्तिश्च।

टी-भिसंहितफलैरीश्वराराधनलक्षणैः। भक्तेः कामना कर्मभिर्भवतीति कुत अवगम्यते?। मैवम्-चेदनं हि भक्तिलक्षणमेव परमनिःश्रेयससाधनतया विशेषवाक्यैरवधार्यते, तत्, तत्कामनैवेह विविदिषाशब्देनावबोध्यत इति युक्तम्। भक्तिं कामयता भक्तिस्वरूपजिज्ञासा ह्यवश्यम्भाविनी, अतस्तत्स्वरूपविचार आरभ्यत इति युक्तमुक्तमथात इति॥

ननु-भविष्यन्त्यधिकारिण इति शास्त्रं कुतो नारभ्येत? तत्राह-भक्तेरतिरहस्यतयेति। समाजानन्तरम्-समाजमस्पत्यनन्तरम्। एतेनाथशब्दस्यार्थवत्ता दृढीकृता। अतःशब्दार्थमाह-यत इत्यादिना। स्वधर्मस्थाः-"अब्भक्षो वायुभक्ष" इत्यादिवदवधारणगर्भोऽयं निर्देशो बोध्यः। धर्मेष्वेव वर्तमानाः, न तत्फलेषु इति यावत्। कथमेतत्?। आत्मनिष्ठाः-आत्मन्येव हि निष्ठा, न पुत्रपशुवन्नप्रभृतिषु गुणमयेषु भावेषु। अत एव जितेन्द्रियाः, बलवन्ति प्रमाथीनि कथं नाम जितानि?। निर्वासनाः-अपगता येषां वासना। कथमेतत्?। निर्दग्धाशेषकल्मषाः-भक्तिरुचिविरोधि दुरितमखिलं हि अनभिसंहितफलकर्माचरणेन निर्दग्धम्। भक्तिजिज्ञासवः-भक्तिस्वरूपजिज्ञासवः। समवेताः-इह लोक इत्येतत्। अतो हेतोरिति। जिज्ञासाया हेतोरिति भावः। भक्तिजिज्ञासा हि शास्त्रारम्भेऽस्मिन्हेतुः। तज्जिज्ञासा च तदभ्यर्थिनाम्। तदभ्यर्थना चापगतपापवासनानाम्। तदिदमथात इत्याभ्यां सिद्धम्। ननु-आनन्तर्येऽथशब्दस्य हेतुभावेऽतःशब्दस्य च प्रसिद्धिरस्ति नाम। यस्मादानन्तर्यं यस्य वा हेतुभावस्तस्मिन्कथमप्यनुपस्थाप्यमाने कथमाभ्यां शब्दाभ्यामुक्तार्थयोरवगमः?। उच्यते-इदं हि सूत्रमधिकारिणो नेदमनारम्भणीयमित्याक्षिपन्तं प्रति प्रवृत्तमिति प्रकरणादेव अनन्तरमधिकारिसिद्धेरिति स्फुटमवगम्यते। अधिकारिणश्च भक्त्यभ्यर्थिनः। सूत्रस्यायमेव विशेषः, यदल्पाक्षरता। यथा कश्चिदाह-नेदमारम्भणीयमद्येति, अत्र ह्यद्येति पदं वक्तुर्हार्दगर्भं, हार्दश्च प्रकरणोन्नेयम्। तथा प्रत्याह कश्चित्-अथेदमारभ्यत इति। अत्राथेति पदं वक्तुर्हार्दगर्भम्। हार्दश्च प्रकरणोन्नेयम्। सूत्रकारश्च नेदमारम्भणीयमद्येत्याक्षेपसूत्रं हृदि निधाय प्रतिवक्ति केवलम् ' अथेदमारभ्यत ' इति। तदत्र पदादनुक्तिरिति का शङ्का। अत इत्यनेनेदंशब्दस्तु भक्त्यभ्यर्थनाक्षितां भक्तिजिज्ञासां परामृशति। तद्युक्त एवार्थः प्रतिपादितः।

तृतीयं पदं व्याचष्टे-ज्ञातुमित्यादि। जिज्ञासापदे प्रकृतिप्रत्यययोरर्थभेदं गमयन्नाह-ज्ञातुमिच्छा जिज्ञासेति। भक्त्या भक्त्यै वा जिज्ञासेति भ्रमं व्यावर्त्तयन्नाह-भक्तेर्जिज्ञासेति। षष्ठी चेह कर्मणि। अन्यथा निवार्यस्य भ्रमस्यानिवृत्तेः। नहि तदा कर्मण्यसाधारणा षष्ठी, शेषे हि सा। एवं शक्यार्थमुक्त्वा लक्ष्यार्थमाह-भक्तिविचार इति। ज्ञातुमिच्छा ह्यर्थिनां, नोपदेष्टुः। अर्थिनामिच्छया तूपदिशत्युपदेष्टा। यतो भक्तिं ज्ञातुमिच्छन्ति ततोऽयं भक्तेर्विचारः प्रवर्त्तत इति साध्ये साधनोपचारः। एतेन[१] अतःशब्देनानर्थान्तरमिति शङ्काया नावकाशः। अप्रतिपत्तिविप्रतिपत्तिप्रशमनपूर्वकं तन्निर्णयाधायको व्यापारविशेषः-तद्विचारः। परमं फलं चास्य शास्त्रस्य परमनिःश्रेयसमर्थसिद्धम्, भक्त्यभ्यर्थना विषयान् जिहासतो ब्रह्मप्रेप्सोरेव।

१ अत इत्यनेन भक्तिजिज्ञासार्थकेन। यतो भक्तिजिज्ञासवस्समवेता अतो हेतोरिति हि भाषितमिति भावः।

भा–ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्" इति। स चास्मै शरणागताय शिष्यायाधिकारिणे निर्मलान्तःकरणाय निर्वेदिने शमादिगुणसम्पन्नाय भगवन्निष्ठोत्पादनपूर्वकमुपासनामापादयति । " तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय । येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् " इति ॥ ब्रह्मणो विद्या ब्रह्मविद्या भगवदुपासनेत्यर्थः । ब्रह्मशब्देन स्वभावतो निरस्ताखिलदोषोऽनवधिकातिशयासङ्ख्येयकल्याणगुणगुणः श्रीपुरुषोत्तमोऽभिधीयते । सर्वत्र बृहत्त्वगुणयोगेन हि ब्रह्मशब्दः। बृहत्त्वश्च स्वरूपेण गुणैश्च यत्रानवधिकातिशयं स चास्य मुख्योऽर्थः। तद्वृत्त्वञ्च सर्वेश्वर एव। अतो ब्रह्मशब्दो भगवत्येव मुख्यवृत्तः। " अक्षरं पुरुष " मित्यत्रापि अक्षरशब्देन भगवानेवाभिहितः। तथा च श्रीभाष्ये — " अक्षरमम्बरान्तधृते " रिति सूत्रव्याख्याने परम्ब्रह्म पुरुषोत्तम एवाक्षरशब्देन प्रतिपाद्यत इति समर्थितम् । उपासना चोपनिषत्सु वेदनध्यानदर्शनादिशब्दैरभिहिता। तथा च श्रुतयः "ब्रह्मविदाप्नोति परम्" " ब्रह्म वेद ब्रह्मैव भवति"

---

પરીક્ષા કરીને જેનાથી સત્યસ્વરૂપ અક્ષર પુરૂષ પરમાત્મા જાણી-પામી શકાય એવી તે પરા-બ્રહ્મવિદ્યાનો યથાર્થ રીતે ઉપદેશ કરે. " એમ. ।

( હવે-અહીંઆં બ્રહ્મ શબ્દના અર્થમાં કોઇને નિર્ગુણ-નિર્વિશેષ એવો અર્થ ભાસે તેની નિવૃત્તિને માટે સ્વયં ભાષ્યકર્તાજ તેનો-બ્રહ્મ શબ્દનો ખરો અર્થ સમઝાવે છે-)

બ્રહ્મ સંબંધી વિદ્યા તે બ્રહ્મવિદ્યા જાણવી, એટલે કે-ભગવાનની ઉપાસના એ અર્થ જાણવો. બ્રહ્મ શબ્દથી સ્વાભાવિકજ અખિલ દોષથી રહિત, નિરવધિક અતિશયવાળા અસંખ્યાત કલ્યાણ ગુણગણોથી સમ્પન્ન એવા સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમ કહેવામાં આવેછે. કેમકે-બ્રહ્મ શબ્દજ સ્વરૂપ, સ્વભાવ અને વિભુતિ વિગેરે સર્વ પ્રકારથી મોટાઇરૂપ ગુણયોગને લીધેજ યોજવામાં આવેછે. માટે સ્વરૂપથી અને ગુણોથી પણ જેમાં નિરવધિક અતિશય હોય એજ એનો મુખ્ય અર્થ જાણવો. તો એવું બહત્વ સર્વેશ્વર એવા પરમાત્મામાંજ છે, માટે બ્રહ્મ શબ્દ ભગવાનને વિષેજ મુખ્યત્વે પ્રવર્તેછે. અને " अक्षरं पुरुषम् " એ શ્રુતિમાં પણ અક્ષર શબ્દથી ભગવાન-પુરૂષોત્તમજ કહેલા છે। અને તેજ પ્રમાણે શ્રીભાષ્યમાં " अक्षरमम्बरान्तधृतेः " એસૂત્રના વ્યાખ્યાનમાં " પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનજ અક્ષર શબ્દથી પ્રતિપાદન કરવામાં આવે છે " એમ સમર્થન

" तमेवं विद्वानमृत इह भवति " " तमेव विदित्वातिमृत्युमेति " "विज्ञाय प्रज्ञां कुर्वीत" "अनुविद्य विजानाति" " ओँमित्येवात्मानं ध्यायथ " "आत्मानमेव लोकमुपासीत" " भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे " " निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते " "आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य" इत्येवमाद्याः। एवमास्वपवर्गोपायतया विधित्सितं वेदनं दर्शनसमानाकारं ध्यानलक्षणमुपासनं, तच्च भक्तिरेव, उपासनपर्यायत्त्वाद्भक्तिशब्दस्य। स्मृतयश्च–"नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया। शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा "॥ " भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन !। ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप!"॥ "पुरुषः स परः पार्थ! भक्त्या लभ्यस्त्वनन्यया "। " वशीकुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा "। " भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि यादृशः "। " भक्त्याहमेकया ग्राह्य " इत्याद्याः। एवं च सञ्जातनिर्वेदस्य मुमुक्षोर्भक्तिजिज्ञासा युज्यते यस्मादतो हेतोर्भक्तिजिज्ञासा कर्त्तव्या। इच्छाया इष्यमाणप्रधानत्त्वादिष्यमाणं विचारलक्षणं ज्ञानमिहाभिप्रेतम्। भक्तिविचारः कर्त्तव्य इत्येतत्॥ १–१–१॥

---

કરેલું છે. અને ઉપાસના પણ ઉપનિષદોમાં વેદન, ધ્યાન અને દર્શન, એ આદિક શબ્દોથી કહેવામાં આવીછે. જુઓ ! " બ્રહ્મને જાણનારજ પર-પરમાત્માને પામે છે. " " બ્રહ્મને જાણનાર પોતે બ્રહ્મજ થાય છે. " " તે પરમાત્માને આ પ્રમાણે જાણનાર આ લોકમાંજ અમૃત-મુક્ત થાયછે " " તે પરમાત્માનેજ જાણીને-ઉપાસના કરીને મૃત્યુરૂપ સંસારને અતિક્રમણ કરી જાયછે. " " વિશેષપણે જાણીને પ્રજ્ઞા-ઉપાસના કરે " " બરોબર જાણીને ઉપાસના કરેછે. " " એ પ્રમાણેજ આત્માનું-પરમાત્માનું ધ્યાન કરો " " પ્રકાશમય પરમાત્માનીજ ઉપાસના કરો ! " " પરાત્પર એવા તે પરમાત્માનું દર્શન પામ્યા પછીજ હૃદયની ગ્રંથિઓ ભેદાય છે, સર્વ સંશયો છેદાય છે અને એ ઉપાસકનાં સર્વ કર્મો પણ ક્ષીણ થઇ જાય છે. " " તે પરમાત્મસ્વરૂપનું અખંડ આલોચન કરવાથી મૃત્યુરૂપ સંસૃતિના પાશ થકી મુકાય છે. " " અરે ! આત્મા–સર્વાન્તરાત્મા પરમાત્મા એજ જોવા યોગ્ય, સાંભળવા યોગ્ય, મનન કરવા યોગ્ય અને અવિચ્છિન્ન સ્મૃતિસન્તાનરૂપ નિદિધ્યાસ કરવા યોગ્ય પણ એજ છે" આ વિગેરે શ્રુતિઓ॥

આ પ્રમાણે આ શ્રુતિઓમાં મોક્ષના ઉપાયપણે ઉપદેશ કરેલું વેદન-જ્ઞાન, તે લગભગ દર્શન જેવુંજ ધ્યાનરૂપ ઉપાસન જાણવું, અને તે ઉપાસન એજ ભક્તિ છે.

टी०-प्रकारान्तरेण सूत्रं व्याचष्टे-यद्वेति। अयमत्र सूत्रार्थः-कर्मणामल्पास्थिर-फलकत्वावधारणानन्तरम्, अतः-तत एतादृगवधारणात्सञ्जातनिर्वेदेन अनन्तस्थिर-फलकभक्तिजिज्ञासा कार्येति। एतेन सञ्जातनिर्वेदोऽधिकारी अनन्तस्थिरफलं परमं प्रयोजनमित्युक्तं भवति। एतेनानारम्भणीयत्वशङ्का व्यावृत्ता। अधीतेत्यादि। साङ्गः सशिरस्कः-सोपनिषत्को निगमो येनाधीतस्सहि तदर्थमापाततो जानीयादेव, अथ सञ्जातफलविशेषसाधनविशेषापातप्रतीतिः पुरुषस्तन्निर्णये प्रवर्तेतैव, तथा प्रवृत्तश्च कर्मणां स्वरूपं विचार्यावधृत्य तेषामल्पास्थिरफलकतां सुकृतविशेषात्तेषु निर्वेदं प्राप्नुयादेव, तदिदमुच्यते सञ्जातनिर्वेद इत्यनेन। आपातप्रतीतेरवश्यम्भावित्वज्ञापकं साङ्गेति। सशिरस्केति तु अनन्तस्थिरफलसाधनापातप्रतीतेरवश्यम्भावित्वे ज्ञापकम्। यद्यनन्तस्थिरफलापातप्रतीतिरेव न स्यात् विचाराय न प्रवर्तेत, प्रवृत्तौ ह्यापाततो वा तदर्थास्तित्वविज्ञानमपेक्ष्यते। तस्मात् अवधृतकर्मदोषः पुरुषः सञ्जातनिर्वेदः परमसुखसाधनतया (१)सामान्यतश्श्रुतं सम्यगवधारयितुं प्रवर्तेतैव। तदिदमभिप्रेत्योच्यते-सञ्जातनिर्वेदस्य भक्तिजिज्ञासोत्पद्यत इति। सत्यां च तज्जिज्ञासायां तद्विचारः क्रियेतैवेत्याह-तत इति। अस्मिन्नर्थे श्रुतिं प्रमाणयति। श्रूयते चेति। साङ्गशिरस्कनिगमस्येत्यनेन श्रौतं ब्राह्मणपदं व्याख्यातम्। ब्रह्म वेदं योऽधीते स हि ब्राह्मणः। विचारितकर्मस्वरूपस्येत्यनेन परीक्ष्य लोकान् कर्मचितानित्यन्तं व्याख्यातम्। अधिगताल्पास्थिरफलककर्मज्ञानतयेत्यनेन नास्त्यकृतः कृतेनेत्यन्तं व्याख्यातम्। सञ्जातनिर्वेदस्येत्यनेन निर्वेदमायादित्यन्तं व्याख्यातम। तत इत्यनेन तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेदित्यन्तं व्याख्यातम्। तद्विज्ञानार्थमिति। तस्य-स्थिरफलसाधनस्य विज्ञानार्थमित्यर्थः। यदापाततः स्थिरफलसाधनतयावगतं भक्तिलक्षणमुपासनात्मकं विज्ञानं तस्य विशेषतोऽवधारणार्थमित्येतत्।

नन्वन्यदेव ज्ञानमन्यदेवोपासनमन्यैव तु भक्तिः। नैवम्। सामान्यविशेषन्यायेन तत्र तत्र श्रूयमाणानां ज्ञानादीनां भक्तावेव पर्यवसानात्। अत्यर्थप्रीतिरूपापन्नं दर्शनसमानाकारं तैलधारावदविच्छिन्नं परमेश्वरस्मरणं ज्ञानशब्देनोपासनशब्देन भक्तिशब्देन चोच्यत इति पूर्वमुक्तमस्माभिः, भगवद्रामानुजाचार्यैश्चायमर्थोऽसकृदभिहितः। सत्सम्प्रदायाधिगतज्ञानमित्यनेन श्रोत्रियमित्येतद्व्याख्यातम्। भगवन्निष्ठमित्यनेन ब्रह्मनिष्ठमित्येतद्व्याख्यातम्। ब्रह्मशब्दस्य भगवच्छब्देन विवरणान्निर्विशेषचैतन्यमात्रब्रह्मवादोऽपास्त। "ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः। भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः"। "एवमेष महाशब्दो मैत्रेय भगवानिति। परमब्रह्मभूतस्य वासुदेवस्य नान्यगः"॥ इति च स्मर्यते। निर्वेदिने शरणागताय शिष्यायेत्येतेन तस्मै उपसन्नायेत्येतद्व्याख्यातम्। यो निर्वेदमायादित्यभिहितस्स हि तस्मा इत्यनेन परामृश्यते। समित्पाणिरित्यनेन ज्ञापितः शिष्यभावो ह्युपसन्नायेत्यनेन ज्ञाप्यते। निर्मलान्तःकरणायेत्यनेन प्रशान्तचित्तायेत्येतद्व्याख्यानम्। शमादिगुण-

---

(१) वेदशिरसामध्ययनतस्सामान्यतोऽवगतानाम् सामान्यत उपासनविशेषाणामनन्तस्थिरफलता, उपासनविशेष एव तु भक्तिः।

टी-सम्पद्यायेत्यनेन शमान्वितायेत्येतद्व्याख्यातम्। प्रशान्तं क्षोभरहितं चित्तं यस्य स प्रशान्तचित्तः, क्षोभो हि चित्तस्य मुमुक्षाप्रत्यर्थिकामाभिषङ्गोत्पादनद्वारेणाधीयमान पूर्वकर्मभिः, तेषूपशान्तेषु विरोध्यपगमेन भवति मुमुक्षया मोक्षसाधने जिज्ञासा, तदिदमभिप्रेत्योक्तं निर्मलान्तःकरणायेति। अतश्च सिद्धोऽधिकारः, तदुच्यते-अधिकारिण इति। इह शमादिगुरूपदिष्टार्थश्रवणोपयोग्यवधानं बोध्यम्। भगवन्निष्ठोरपादनपूर्वकमित्यनेन तत्त्वत इत्येतद्व्याख्यातम्, अयञ्चास्य व्यङ्ग्यार्थः। भगवदुपासनेत्यर्थ इति। उपासनञ्च भक्तितो नातिरिच्यत इति बोध्यम्। अत्यर्थप्रीतिरूपमनुस्मरणं हि भक्तिः, उपासनञ्च तथाविधमेव।

ननु-भगवता बादरायणेन ब्रह्मविद्याविचारः कृत एवेति इह क्रियमाणो भक्तिविचारस्ततो नातिरिक्त इति गतार्थताऽस्य तन्निबन्धेन। मैवम्। ब्रह्मप्राधान्येन तत्प्रवृत्तिर्भक्तिप्राधान्येनैतत्प्रवृत्तिरित्यवतरणे ज्ञापितमस्माभिः। विशेषश्च फलभावलक्षणोऽत्र गद्यत इति च॥ ययाऽक्षरं पुरुषं वेद सत्यं सा ब्रह्मविद्या भक्तिरेवेति तु भगवतैव प्रोक्तम्-"भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन!। ज्ञातुं द्रष्टुञ्च तत्त्वेन प्रवेष्टुञ्च परन्तप!" इति। एतेनास्य १ सूत्रस्य कथमिदं २ श्रौतं वचनमवलम्बो भवितुमर्हतीति शङ्का परास्ता॥

ननु—वक्ष्यति भक्तेरानिन्द्ययोन्यधिकारं महर्षिः, तामिमामियं श्रुतिः कथमवगाहेत, "प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्या"मिति हि श्रूयते, ब्रह्मविद्यायामधिकारस्तु त्रैवर्णिकानामेव नान्येषामिति ब्रह्मविचाराय प्रवृत्तेन भगवता बादरायणेन ब्रह्मविद्याविभेदनिरूपणप्रसङ्गे समर्थितम्। सत्यं समर्थितम्, किं तावता भक्तिर्ब्रह्मविद्या भवितुं नार्हति? परब्रह्मणि पुरुषोत्तमे परमप्रेमरूपमनुवर्त्तमानं निध्यानमेव हि भक्तिः, तदनेकरूपा का नाम ब्रह्मविद्या? उपपादितमेतदुपोद्घात एव। ननु-विरोधो बादरायणमतेन। न। यामधिकृताधिकारामाह बादरायणो, न तामेव महर्षिस्सर्वाधिकारां मन्यते। किन्तु भक्तिमात्रम्। अयम्भावः—ब्रह्मविद्या ह्युपास्यस्य ब्रह्मस्वरूपस्यैक्येऽप्युपास्यताऽवच्छेदकगुणादिलक्षणप्रकारभेदाद्भिद्यन्ते, तत्र ये प्रकाराः केवलं श्रुतिशिरस्सु गम्यास्तत्प्रकारेषूपासनविशेषेषु साक्षादधिकारः शूद्रादीनां वेदेष्वनधिकारिणां प्रतिषिध्यते भगवता बादरायणेन, स हि साक्षादौपनिषद्विद्याविशेषनिरूपणाय प्रवृत्तः। स्मृतिदृष्टैः प्रकारविशेषैरुपासने त्वस्त्येवाधिकार इति ब्रह्मविद्यायामस्त्येवाधिकारः, श्रौतमेवार्थं स्मर्त्तारस्स्मरन्तो व्यवधानेनोपदिशन्त उपकुर्वन्ति नामालब्धवेदाधिकारानपि। श्रुतिदृष्टा अपि ब्रह्मविद्या येन प्रीत्यतिशयेन विशेष्यमाणा ब्रह्मसम्पत्तये समर्था भवन्ति, तस्मिन् प्रेमातिशये सर्वेषामेवाधिकारात् भक्तिमात्रे सर्वेषामधिकार इत्यनवद्यम्। अविशेषिताश्चासमर्था इति सुव्यक्तमाह श्रुतिरेव—"नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्" इति। इत्थञ्चातिमात्रप्रीतिरूपापन्ने परमात्मनि ध्यानसामान्ये सति सर्वेषामधिकारे "गायत्री वा इदं सर्वं भूतम्" इत्यादिना श्रूयमाणैः प्रकारविशेषैरुपासनं यदि न घटेत, किं तावता ब्रह्मविद्यायामेव नाधिकारः? इति॥ तदुक्तमे-

१ अस्य—भक्तिविचारारम्भसूत्रस्य २ इदम्—परीक्ष्य लोकानित्यादि।

टी-तत्सूत्रावलम्बतया१ परीक्ष्येत्यादिश्रुतिग्रहणम् । ननु-श्रुतिरियं ब्राह्मणानामेवाधिकारं व्यञ्जयति "ब्राह्मणो निर्वेदमायात्" इति हि श्रूयते । ब्राह्मणाश्च ब्रह्मणि वेदे अधिकारिणस्त्रयो वर्णाः । मैवम् । इतरेभ्यस्सत्त्वप्राचुर्याद्विचारशीलतया निर्वेदप्रसङ्गसम्भावनामात्रेणेह ब्राह्मणशब्दः । वस्तुतः श्रुतिमिमामुपगृह्णत एतावत्तु हार्दम्—अल्पास्थिरफलेषु सञ्जातनिर्वेदेनानन्तस्थिरफलभक्तिलक्षणब्रह्मविद्याविचाराय यतितव्यम् । तथा च श्रूयतेऽपि—"परीक्ष्य लोकान् कर्मचितान् निर्वेदमायान्नास्त्यकृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छे"दिति । श्रुतिस्तु ब्राह्मणानेवाधिकृत्य साक्षात्प्रवृत्ता ब्राह्मण इत्याह ।

एतेन-अधीतसाङ्गसशिरस्कवेदस्येत्येतदसङ्गतम्, वेदानधिकारिणामपि भक्तिविचारेऽधिकारस्य सूत्रकृदभिप्रेतत्त्वादिति शङ्का परास्ता । श्रुतिस्थब्राह्मणशब्दार्थज्ञापनमात्रे तात्पर्यात् । सञ्जातनिर्वेदस्येत्यादि तु सूत्रे साक्षात्सङ्गतम् ।

ननु-निर्विशेषात्माद्वितीयत्त्वावबोधनं हि "प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्या" मित्यनेन विषयीक्रियते, तदुपासनविशेषलक्षणभक्तेरिह कः प्रसङ्ग इत्याशङ्कां परिहरन्ब्रह्मविद्याशब्दार्थमाह—ब्रह्मण इत्यादि ।

भगवदुपासनेत्यर्थ इति । भगवच्छब्देन ब्रह्मशब्दस्य विवरणं कुर्वता ब्रह्मशब्दोऽवयवार्थयोगेन सविशेषमेवाह, विशेषश्च स्वरूपेण गुणैश्चानवधिकातिशयत्त्वम्, अत एव च हेयप्रत्यनीकत्त्वकल्याणगुणोभयविशिष्टं ब्रह्मशब्दाभिधेयमिति सिद्धमिति ज्ञापितं भवति । तदिदमुपपादयन्नाह-ब्रह्मशब्देनेत्यादिना । ननु—न परब्रह्मणो विद्यात्र ब्रह्मविद्याशब्देन गृहीतुं योग्या, "येनाक्षरं वेदे"त्यक्षरवेदनोपायतामात्रश्रवणात्, अक्षरन्तु भगवतश्शेषभूतमित्यत आह-"अक्षरं पुरुष"मित्यत्रापीति । विद्याशब्दस्योपासनपरतया व्याख्याने सामान्यविशेषन्यायो मूलमिति ज्ञापयन्नाह-उपासना चेत्यादिना । तत्र "ब्रह्मविदाप्नोति पर"मित्यारभ्य "विजानाती"त्यन्तं सामान्यवचनं, अन्यानि विशेषवचनानि, तत्र वेदनं ध्यानविशेषे सङ्गमयति-"ओमित्येवात्मानं ध्यायथे"त्यादि । तच्च ध्यानं दर्शनसमानाकारताख्यविशेषविशिष्टे सङ्गमयति-"भिद्यते हृदयग्रन्थि"रित्यादि । ननु-स्यादिदमौपनिषदवाक्यमुपासनपरं भक्तिपरं तु नेत्यत आह-तच्च भक्तिरेवेति ।

अत्रेदं बोध्यम्-यथा वेदनादिशब्दानां विशेषश्रुतिभिर्ध्यानविशेषे सङ्गमनम्, एवं ध्यानवाचिशब्दानां प्रीतिरूपापन्नध्यानविशेषे सङ्गमनम् । "नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्" इत्यौपनिषद्वचनेनेति । प्रीतिरूपापन्नं ध्यानमेव तु भक्तिः । अथ सूत्रार्थमुपसंहरति-एवमित्यादिना । सञ्जातनिर्वेदस्येत्यनेन निर्वेदानन्तर्यमथशब्दार्थः सूचितः । अतः-निर्वेदस्योत्पन्नत्वादेव हेतोः । ननु-सनर्थेच्छायाः कथं कर्त्तव्यता ? सा हि न पुरुषतन्त्रा, अत आह-इच्छाया इत्यादिना ।

अत्रेदं बोध्यम्-स्वप्नेश्वराचार्य,अथशब्दस्यानन्तर्याधिकारमिहानुपपन्नं मत्वा तत्र२

१ सर्वाधिकारकभक्तिविचारारम्भसूत्रविषयतया ।

२ तत्र-अनुपपन्नत्वे ।

भा० सा च भक्तिः कीदृशीत्यपेक्षायामाह—

सू० सा परानुरक्तिरीश्वरे ॥ १-१-२ ॥

सर्वनियमनशीलो निखिलजगदुदयस्थितिलयलीलोऽनवधिकातिशयकल्याणगुणगणमहोदधिरपारकारुण्यसौशील्यवात्सल्यौदार्यैश्वर्यपारावारः, प्रणतार्तिहरो, भक्तवात्सल्यैकजलधिरनन्ताश्चर्यमहाविभूतिर्ब्रह्मभूतानन्तकोटिमुक्तोपासितचरणकमलः, कोटिकन्दर्पलावण्यो, नवीननीरदश्यामलोऽनर्घ्यदिव्यविविधविचित्रवस्त्रभूषणभूपितः, पूर्णशारदचन्द्रास्यमन्दहासमनोहरोऽनेककोटिसूर्येन्दुप्रकाशातिप्रभोज्ज्वलो, मूर्तिमच्चक्राद्यात्मीयायुधसेवितचरणसरोरुहः, श्रीदामनन्दादिपार्षदप्रवरजेगीयमानसद्यशाः, मूर्तिमदखिलनिगमसंस्तुतसच्चरितो, भगवान् पुरुषोत्तमो निखिलजगदुपकृतिमर्त्यः श्रीनारायणः। तस्मिन्नीश्वरे परा सर्वोत्कृष्टातिगाढा यानुरक्तिः प्रीतिपर्यायोऽनुरागः। इतररागविस्मारणोऽतिनिर्भरो माहात्म्यज्ञानपूर्वकः स्नेह इति यावत्।

---

કેમકે-ઉપાસન શબ્દનો પર્યાય-એકજ અર્થને કહેનારો બીજો શબ્દ ભક્તિ છે. સ્મૃતિઓ પણ એમજ કહેછે-" હે અર્જુન ! જેવો મને હાલ સમયમાં તેં દેખ્યો એવો દેખવાને માટે તો હું વેદોથી, તપથી, દાનથી, કે યજ્ઞથી પણ કોઇ રીતે શક્ય નથીજ, પરન્તુ-હે પરન્તપ ! અનન્ય-એકાન્તિકી ભકિતથી તો હું એ પ્રમાણે જાણવાને, દેખવાને-સાક્ષાત્ કરવાને અને વાસ્તવિક રીતે મારામાં પ્રવેશ કરવાને માટે પણ શક્ય છું જ " " હે પાર્થ ! તે પર પુરૂષ-પરમાત્મા અનન્ય ભકિતથી તો પમાય છેજ. " " સારી સ્ત્રીઓ સારા પતિનેજ જેમ એમ મારા ભકતો મને ભકિતથી વશ કરી લેછે. " હું જેવડો, જે સ્વરૂપે અને જેવો છું તેવો તો મને ભકિતથીજ યથાર્થ જાણેછે. " " હું એકલી ભકિતથીજ ગ્રહણ-વશ થાઉં છું " એ વિગેરે સ્મૃતિઓ છે. ॥

આ પ્રમાણે વૈરાગ્ય પામેલા મુમુક્ષુને ભક્તિની જીજ્ઞાસા ઘટે છેજ, એ હેતુ માટેજ ભકિતની જીજ્ઞાસા કરવીજ જોઇએ. ઇચ્છાનું ઇચ્છા કરાતી વસ્તુમાં પ્રધાનપણું હોવાથી ઇચ્છા કરાતું ભકિતના વિચારરૂપ જ્ઞાનજ અહીંઆં પ્રધાન માનેલું છે. એટલે કે-ભકિતનો વિચાર કરવો એજ. ॥ ૧-૧-૧॥

હવે-તે ભક્તિ કેવી-કેવા પ્રકારવાળી છે, એ જાણવાની અપેક્ષામાં કહે છે—

**સર્વેશ્વરમાં પરમ પ્રીતિ એજ ભક્તિ. ॥ ૧-૧-૨. ॥**

સર્વનું નિયમન કરવાના સ્વભાવવાળા, સકળ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરવા રૂપ લીલાઓ કરનારા, અનવધિક અતિશયવાળા કલ્યાણગુણગણોના મહોદધિસમા,

टीकेतुं यद्ब्रह्मानन्तर्यप्रतिसम्बन्धित्वं वेदाध्ययनस्य शमादिसम्पत्तेश्च निराकृतवान्, न तावता आनन्तर्यार्थकत्वनिरासः, प्रतिसम्बन्ध्यन्तरसम्भवात् । प्रतिसम्बन्धिसामान्यस्यैव दुर्लभता तु नोपपादिता । उक्तरीत्या प्रतिसम्बन्धिसौलभ्याच्चेति ॥१-१-१॥

द्वितीयं सूत्रमवतारयति-सेति । सा-या जिज्ञास्या सा । कीदृशीति किंलक्षणका । ननु नैका भक्तिः, येकेन लक्षणेन लक्ष्येत, श्रवणं कीर्तनं स्मरणं पादसेवनमर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनमित्यन्यान्यदुच्यते भक्तिरिति । न चैषामन्या[१]न्यव्यापाराणामनुगतमेकं लक्षणं घटेत । तल्लक्षणतो भक्तिर्दुर्निरूपेत्याशङ्कायामभिधीयते-सा परानुरक्तिरीश्वर इति । अयमिहाभिप्रेतः परिहारप्रकारः-परमेश्वरे परानुरक्तिरेव भक्तिः, अतो भक्तिशब्दस्तत्रैव मुख्यवृत्तः, सर्वेश्वर इव ब्रह्मशब्दः, अन्यत्र श्रवणादौ भक्तिसाधनतया भक्तिफलतया वा गुणलेशयोगादन्यत्रेव ब्रह्मशब्द औपचारिकः । तदुपपन्नमनुगतं भक्तिलक्षणं परानुरक्तिरीश्वर इति । सेति लक्ष्यनिर्देशः, शिष्टं लक्षणवाक्यम् ।

तत्रेश्वरपदार्थमाह- सर्वेत्यादिना श्रीनारायण इत्यन्तेन । यद्यपीष्टे नाम कश्चित्कस्यचित्, सर्वस्य तु सकलजगदुदयस्थितिलयकर्त्तैवेष्टे नान्यः, स एवेहासङ्कोचादीश्वरपदेन विवक्षित इत्याशयेनाह-सर्वनियमनशीलो निखिलजगदुदयस्थितिलयलील इत्यन्तेन । अथ परानुरक्त्याधायकगुणपूर्तिमीश्वरस्याह—अनवधिकेत्यादिना । एतेन—"ईशितव्यानामीश्वरे कथं घटेत परानुरक्तिः, ईश्वरत्वं त्वनतिलङ्घनीयशासनतया भयाधायकमेव । न च ध्यानादिवत्पुरुषतन्त्रा परानुरक्ति"रिति शङ्का परास्ता । तत्र—अनवधिककल्याणगुणगणमहोदधिरित्यनेनानवधिकसुखरूपता ज्ञाप्यते, अपारेत्यादिना दुःखनिवर्त्तकता ज्ञाप्यते । एतेन—इष्टयोगानिष्टवियोगोभययोगेन परानुरक्तिरस्मिन् सुघटेति व्यज्यते । उक्तं कल्याणगुणगणयोगं विस्तरेणाह—अनन्ताश्चर्येत्यादिना । एवम्भूतो भगवान् जगदुपकाराय साक्षान्मर्त्यलीलामप्यनुकुर्वन्नाविर्भवतीत्यस्मिन् परमसुलभे पुरुषोत्तमे परानुरागः कुतो न स्यादित्यभिप्रेत्याह—जगदुपकृतिमर्त्य इति । तस्मिन्नीश्वर इति । लक्षणे नोक्तगुणानामनुप्रवेशः, किन्तु—ईश्वरत्वमात्रस्येति बोध्यम् । अत एव तस्मिन्नित्येतावदनुक्त्वा तस्मिन्नीश्वर इत्युक्तिः । अथ परशब्दं व्याचष्टे—परेति । भावमाह—अतिगाढेति । कथञ्चिदप्यविचाल्येति यावत् । अनुरक्तिशब्दार्थमाह-प्रेमपर्यायोऽनुराग इति । अथ समस्तस्य[२] भावमाह-इतरेत्यादिना । तत्र निर्भर इत्यन्तः परशब्दाशयः । माहात्म्यज्ञानपूर्वक इति त्वनित्युपसर्गाशयः । इतररागविस्मारणः-रागाद्रागाद्दयस्तेषां विस्मारणाधायकः । यमनुरागपरिपाकमापन्नो भगवति न बाह्यं किञ्चन वेद नान्तरम्, सोऽयमितररागविस्मारणः । माहात्म्यज्ञानमनुवर्धमानो रागोऽनुरागः । ईश्वर इति निर्देशादविवेकिनां विषये जायमानः परानुरागो व्यावर्त्यते । परशब्देन क्षणरुचिवद्दृष्टनष्टस्य रागस्य व्यवच्छेदः । सम्भवति नाम दुरुपशमतीव्रवेगविषयरागपिहितद्धीनामपि विनष्टे विषयेऽलब्धे वा तल्लिप्सया क्षणमात्रमीश्वरे स्नेहो विषयभोगैकशेषो, वृष्ट्येकशेषो

१ अन्यान्येन्द्रियव्यापाररूपाणाम् ।

२ परानुरक्तिरित्यस्य समस्तस्य ।

विद्युदुन्मेष इव । न हि सा भक्तिः, न वा तेन स भक्त उच्येत । एतेन-आर्त्तादयो न भक्ताः, अक्षरे ब्रह्मशब्दव्यपदेशवत्तेषु भक्तव्यपदेशो गौण इत्युक्तं भवति । यद्यपि-"चतुर्विधा-भजन्ते मां जनास्सुकृतिनोऽर्जुन ! । आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ !" इति भजमानानां चातुर्विध्यं स्मर्यते । अथापि न भक्तेष्वार्त्तादीनां समावेशस्समुचितः । "तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यत" इति ह्यव्यवहितं वचनम्, एका-मुख्या भक्तिर्यस्य स तथाभूतः । अन्येषां भक्तिस्तु न मुख्या, किन्तु गौणीति तत एव विज्ञायते । उपपादयति च समनन्तरमेव ज्ञानिन एव मुख्या भक्तिर्नान्येषामित्यत्र हेतुं "प्रियो हि ज्ञानिनोऽत्यर्थ"मित्यनेन । अत्यर्थमित्यनेनानुरागे परत्वमुक्तं भवति । प्रीतिरनुराग इति च पर्यायः । न च भजन्त इति निर्देशमात्रेण भक्तता, अतिप्रसङ्गात् येन केनापि निमित्तेन स्तुतिपाठप्रवृत्तिमात्रेणापि भक्तताऽऽपातात्, धात्वर्थसेवायास्तस्मिन्नप्युपपत्तेः । तदयं भक्तिशब्दः परिभाष्यतेऽनुरागविशेषे । स च-सूत्रकृता लक्षणतो ज्ञाप्यते "ईश्वरे परानुराग" इति । इदं च स्मर्यते-"या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी । त्वामनुस्मरतस्सा मे हृदयान्नापसर्पतु" । इति । इहानपायिनीति विशेषणात् परानुरागो भक्तिरिति गम्यते । इयं हि प्रह्लादस्य भक्तिकामना ।

यत्तु-स्वप्नेश्वराचार्येण 'सा परे'ति लक्ष्यनिर्देशः, शेषं लक्षणमिति व्याख्यातम् । तत्रेदं चिन्त्यम् । यो यद्विचाराय प्रवृत्तस्तेन हि तल्लक्षणं वक्तव्यम्, प्रतिश्रुतस्तु भक्तेर्विचारः "अथातो भक्तिजिज्ञासे"ति । अथापरां लक्ष्यतो व्यावृत्त्य परां किमिति लक्षयेत् । अवगतसामान्यस्य ह्यवान्तरजिज्ञासा । ननु-मन्दस्य कस्यचिद्गौण्या अपि लक्ष्यत्वभ्रमेणाव्याप्तिशङ्का स्यादिति तन्निवृत्तये परेति निर्देशः, न तु परापरविभागेन विशेषं लक्षयितुम् । इति चेत्तर्हि विचार्यत्वविधायकसूत्र एव तन्निरासोऽवश्यापेक्षितः, अन्यथा गौण्या अपि विचार्यत्वं विहितमिति भ्रान्तस्य लक्ष्यतस्तन्निरासो ह्याशङ्कामेव जनयेत् । ननु गौणीत्येव ब्रूमः, तत् गौणीभक्तिशब्दस्य न मुख्योऽर्थः । शब्दानां च मुख्यार्थ एव प्रवृत्तिस्स्वरसतः, तत् भक्तिजिज्ञासेत्यत एव निर्देशात् गौण्यास्साक्षाद्विचार्यत्वस्य नावबोध इति चेत्, तर्हि पूर्वपरामर्शिना तच्छब्देन गौण्या व्यावृत्तेर्व्यर्थः प्रयासस्तदर्थः । यच्चेदमनुपदं तेनैवोक्तम्-"ईश्वर इतिप्रकृताभिप्रायम्, आराध्यविषयकरागत्वमेव से"ति । इदमत्र चिन्त्यम् । तथा सत्यारम्भसूत्रे सामान्येन विशेषनिर्देश इत्यस्वारस्यम्, अथ चेदारम्भसूत्रे सामान्यस्यैवावबोधनमिष्टम्, ईश्वर इति प्रकृताभिप्रायमित्यसङ्गतं स्यात्, सामान्यस्यैव प्रकृतत्वात् । यश्च भृत्यानां स्वामिनि परोऽनुरागो, यश्च केषांचिदग्निसूर्यादौ, स सर्वोऽपि नेश्वरे परानुरागः, किन्तु ईश्वराभासे परानुराग इति तत्र तत्र गौणो भक्तिव्यवहारः । तद्युक्तं लक्षणकोटावेव परशब्दार्थयोजनम् । परत्वं चेतरानुरागानभिभूतत्वम्, अयश्चानुरागविशेषो भगवदेकप्रयोजनस्यैवेत्ययमेव भक्तिशब्दस्य मुख्यार्थः ।

अत्र कश्चित्सूत्रमिदं विभज्य योजयति-सा परा ( २ ) अनुरक्तिरीश्वरे ( ३ ) इति विभागः । या जिज्ञास्योक्ता सा परा, परैव, नत्वपरा । अयमाशयः-भक्तिर्हि परा, अपरा चेति भिद्यते, तत्र भृत्यमात्रस्य स्वामिमात्रे, अर्थिनां चेन्द्रादिषु या भक्तिः, या च विषयभोगैकशेषभूता क्षणमेव क्षणमनुवर्त्तमाना ईश्वरे भक्तिः, तास्सर्वा अपराः।

भा० सा भक्तिः—"स्नेहपूर्वमनुध्यानं भक्तिरित्युच्यते बुधै" रिति । "भजधातोस्तु सेवार्थः प्रेम क्तिन्प्रत्ययस्य च । स्नेहेन भगवत्सेवा भक्तिरित्युच्यते बुधै" रिति च निरुक्ता। किञ्च "गाढस्नेहेन या सेवा सा भक्तिरिति गीयते" इति स्कान्दे । "धात्वर्थः सेवा प्रत्ययार्थः प्रेमे"ति भागवतसुबोधिन्याम् । "माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढस्सर्वतोऽधिकः । स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथे"ति तत्त्वदीपनिबन्धे । "कृष्ण एवानुरागस्स्यात्पुंसो गाढतरो

અપાર કારૂણ્ય, સૌશીલ્ય, વાત્સલ્ય, ઔદાર્ય અને અનન્ત મહા ઐશ્વર્યોના મહાસાગરસમા, પ્રણત જનની પીડામાત્રને હરનારા, નિજભક્તોના ઉપર વાત્સલ્યના તો એક મહાજળનિધિ જેવા, આશ્ચર્યકારી અનન્ત મહાવિભૂતિઓના મહાનિધિસમા, બ્રહ્મરૂપ અસંખ્યાત મહામુક્તોએ જેમના ચરણ-કમળની ઉપાસના કરાય છે, કોટિ કામદેવ કરતાં પણ અધિક લાવણ્યસમ્પન્ન, નવીન મેઘ સમાન શ્યામલ-શ્યામસુન્દરમૂર્તિ, અમૂલ્ય દિવ્ય વિવિધ વિચિત્ર એવાં સુન્દર વસ્ત્રો અને આભૂષણોથી અતિ શોભાયમાન, શરદ્ ઋતુના પૂર્ણ ચન્દ્ર સમાન શોભતા મુખમાં રહેલા મન્દહાસથી મહામનોહરમૂર્તિ, એક સાથે ઉદય પામેલા અનેક કોટિ સૂર્ય ચન્દ્રના પ્રકાશ કરતાં પણ અધિક તેજસ્વી-ઉજ્જવળસ્વરૂપ, મૂર્તિમાન સુદર્શન ચક્રાદિક પોતાનાં આયુધોએ સેવ્યાં છે ચરણ કમળ જેમનાં, શ્રીદામા અને નન્દ-સુનન્દાદિક પાર્ષદપ્રવરોએ જેમની રૂડી કીર્તિ નિરન્તર ગવાય છે, મૂર્તિમાન ચારેય વેદો જેમનાં સચ્ચરિત્રોને નિરન્તર વખાણ્યાજ કરે છે, એવા સાક્ષાત્ ભગવાન શ્રીપુરૂષોત્તમ જે પોતાના દિવ્ય બ્રહ્મધામમાં અખંડ વિરાજમાન છે, તેજ ભગવાન આ લોકમાં સકળ જગતના પરમ ઉપકાર માટે મનુષ્યાકારે વિચરતા એવા પ્રગટ શ્રીનારાયણરૂપે વિરાજમાન છે. તે સમર્થમૂર્તિ **ઇશ્વરને** વિષે **પરા** સર્વોત્કૃષ્ટ અતિગાઢ એવી જે **અનુરક્તિ**-પરમ પ્રીતિરૂપ અનુરાગવિશેષ, કે જે-"ભગવાન સિવાય બીજા પદાર્થમાત્રમાંથી રાગને વિસરાવનારો એવો અતિ નિર્ભર માહાત્મ્યજ્ઞાનપૂર્વકનો સ્નેહ" એજ એનો ખરો અર્થ છે.

તે ભક્તિ-"સ્નેહપૂર્વક અખંડ ધ્યાન કરવું એજ ભક્તિ છે એમ ડાહ્યા જનો કહે છે." એમ. તથા-"ભજ ધાતુનો અર્થ તો **સેવા** એ છે. અને **ક્તિન્** પ્રત્યયનો અર્થ **પ્રેમ** એ છે. માટે સ્નેહથી ભગવાનની સેવા કરવી એજ **ભક્તિ** છે. એમ બુધજનો કહે છે." એમ પણ નિરૂપણ કરેલો છે. વળી-"ગાઢ સ્નેહથી જે સેવા કરવી તેજ ભક્તિ એમ કહેવાય છે." એમ સ્કન્દપુરાણમાં કહ્યું છે. તેમજ-"ધાતુનો અર્થ **સેવા** છે. અને પ્રત્યયનો અર્થ પ્રેમ છે." એમ ભાગવત-સુબોધિનીમાં કહ્યું છે.।

"ભગવત્સ્વરૂપના માહાત્મ્યજ્ઞાનપૂર્વક શ્રીહરિમાં સર્વથી અધિક સુદ્રઢ સ્નેહ એજ **ભક્તિ** એમ કહેલો છે, અને તે સ્નેહરૂપ ભક્તિથીજ મુક્તિ થાય છે. પરન્તુ-બીજો કોઇ ઉપાય છેજ નહિ." એમ તત્ત્વદીપ-નિબન્ધમાં કહ્યું છે.।

हृदि। स स्नेह उदितः प्राज्ञैः पर्यायः प्रेम यस्य च॥ यतोऽखण्डं हृदि भवेत्तस्यैव स्मरणं सदा। सङ्कल्पोऽप्यन्यविषयो नोदियाच्च कदाचन॥ स्नेहस्य परिपूर्णस्य लक्षणं ह्येनदेव हि। यत्र क्वचान्यसङ्कल्पो न्यूनता तत्र तावती॥ पूर्णस्नेहवतां क्वापि नान्यसङ्कल्पसम्भवः। देशकालादिवैषम्ये स चेत्स्यात्तद्व्यथा भवेत्॥ स्वादु भोक्तुर्यथा पुंसो भोज्यान्ने केनचित्क्वचित्। धूलिकर्करनिक्षेपे कृते यादृग्व्यथा भवेत्॥ तादृश्येव भवेत्तस्य सान्ति तस्मिन् व्यथा ध्रुवम्"। इति हरिवाक्यसुधासिन्धौ॥

"જે પુરૂષના હૃદયમાં કૃષ્ણને વિષેજ અતિ ગાઢ અનુરાગ થાય તે પ્રાજ્ઞ પુરૂષોએ સ્નેહ એવા નામથી કહેલો છે. જેનો પર્યાય-બીજો શબ્દ પ્રેમ છે. જેણે કરીને હૃદયમાં સદાય તે પરમાત્મા સિવાય બીજા પદાર્થમાત્રનો સંકલ્પ પણ ક્યારેય ઉદય ન પામે, એજ પરિપૂર્ણ સ્નેહનું નિશ્ચિત લક્ષણ છે. અને જેમાં ક્યારેય પણ બીજા પદાર્થનો સંકલ્પ જણાય તો તેમાં તેટલી ન્યૂનતા જાણવી. પરમાત્મામાં પૂર્ણ સ્નેહવાળા ભક્તોને ક્યારેય પણ અન્ય વસ્તુ સંબંધી સંકલ્પ થતોજ નથી. દેશકાળાદિકના વિષમપણામાં ક્યારેક જો તેવો સંકલ્પ થઇ જાય, તો તેની અત્યંત વ્યથા થાય. જેમ સુન્દર સ્વાદુ ભોજન જમતા પુરૂષના જમવાના ઉત્તમ ભોજ્ય અન્નમાં કોઇ માણસ ક્યારેક ધૂળ અથવા કાંકરા નાખે ત્યારે જેવી વ્યથા થાય, તેવીજ વ્યથા તે પુરૂષને ભગવાન વિના બીજો સંકલ્પ થઇ જાય ત્યારે નિશ્ચેજ થાય" એમ હરિવાક્યસુધાસિન્ધુમાં કહેલું છે.।

આ પ્રમાણે ભગવાનને પરમ પ્રેમથી ભજતા ભકતને દરરોજ ભગવાનમાં અતિશય પ્રેમ વૃદ્ધિ પામેછે. અને ભગવાન સિવાયના બીજા પદાર્થમાં અરૂચિ પણ થાયછે. માટે તે ભકતની બાહ્ય અને આન્તર વૃત્તિઓ વિષયાદિકમાં આસકત થાયજ નહિ, તે આ ભકિતના રહસ્યને જાણનારા પરમ ભાગવત એકાન્તિક વૈષ્ણવજનોએ ભકતસંજીવની ટીકાગ્રન્થમાં કહેલું છે-" દરરોજ ભગવાનને સેવતા તે ભકતને ભગવાનમાં અત્યન્ત પ્રેમ વૃદ્ધિ પામે છે. અને તે પ્રેમ કોઇ વિઘ્નોથી હણાતો નથી. જેમ-ગંગાનદીનો પ્રવાહ વચ્ચે આવતા મોટા પર્વતોને પણ ભેદી નાખીને તેમની અવગણના કરીને એકદમ દોડતો સમુદ્ર પ્રત્યે પહોંચી જાયછે, તેમ આ પ્રેમી ભકતનો પ્રેમ વિષમ દેશ, કાળ અને ક્રિયા વિગેરે મોટા મોટા વિઘ્નોને ઉલ્લંઘીને કૃષ્ણનેજ પામે છે. અને તે ભકતનાં અન્તઃકરણ અને ઇન્દ્રિયોની સર્વ વૃત્તિઓ તે સ્વાભાવિકપણેજ વિષયી માણસોની વિષયોમાંજ જેમ એમ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માને વિષેજ અખંડ રહેછે. અને સાક્ષાત્ કૃષ્ણ પરમાત્મામાં અતિશય સ્નેહ પામેલો તે ભકતજન તો તે ભગવાન સિવાય બીજી કોઇ વસ્તુમાં ક્યારેય અનુરકત થાયજ નહિ." ॥ વળી-સુધાસિન્ધુમાં પણ કહેલું છે-" શ્રીકૃષ્ણ પરમાત્મામાં જે સ્નેહ થાય છે, તે તો એક મોક્ષના સાધનરૂપજ છે. અને શ્રીહરિ સિવાય બીજા પદાર્થમાં થયેલો જે સ્નેહ તેજ માયા એમ જાણો। માટે તે

एवं परमस्नेहेन भगवन्तं भजमानस्य भक्तस्य प्रतिदिनमत्यर्थं भगवति प्रेमा विवर्द्धते भगवदितरवस्तुन्यरुचिश्च स्यात्। अतस्तदीयबाह्यान्तरवृत्तयश्च विषयाद्यासक्ता न भवेयुः। तदेतदुक्तं भक्तिरहस्यज्ञैः परमभागवतैरेकान्तिकैर्वैष्णवैर्भक्तसञ्जीविन्याम्-" भगवन्तं प्रतिदिनं सेवमानस्य तस्य च। प्रेमा विवर्द्धतेऽत्यर्थं स च विघ्नैर्न हन्यते॥ यथा प्रवाहो गङ्गाया अन्तरायान् गिरीनपि। विभिद्यावगणय्याशु समुद्रमभियाति हि॥ तथा प्रेमास्य भक्तस्य देशकालक्रियामुखान्। विघ्नान् महत उल्लङ्घ्य कृष्णमेव प्रपद्यते॥ आन्तराणां च बाह्यानां करणानां तु सर्वशः। स्वभावाद्वृत्तयः कृष्णे तस्य स्युर्विषयेष्विव॥ साक्षात्कृष्णे भगवति प्राप्तस्नेहभरस्स तु। नानुरक्तो भवेत्कापि तं विनान्यत्र वस्तुनि" इति। किञ्च सुधासिन्धौ च-" यः श्रीकृष्णे भवेत्स्नेहस्स तु मोक्षैकसाधनम्। यस्तु स्नेहोऽन्यत्र हरेस्सा मायेत्यवगम्यताम्॥ मायिकत्वेन तुच्छत्वं ज्ञात्वा तदितरस्य तु। एवं पञ्चापि विषयाः काम्याः कार्ष्णा न चेतरे॥ तत्कामनायां भक्तत्वे भवति महती क्षति"रिति। यद्यपि भगवद्भक्ताः सकामा निष्कामाश्च व्यवह्रियन्ते, तत्राद्यास्तु धर्मार्थकाममोक्षरूपस्वाभिलषितप्राप्तये भगवन्तं भजमाना अपरे। निष्कामस्तु भगवत्सेवनमन्तरा चतुर्विधां भगवता दीयमानामपि मुक्तिं तत्सेवान्तरायत्वान्मनसापि न गृह्णाति स तु परः। तदुक्तं श्रीमद्भगवद्गीतायां भगवता स्वयमेव—

ભગવાન સિવાય બીજા પદાર્થમાત્રનું તો માયિકપણાને લીધે તુચ્છપણું જાણીને તે પ્રમાણે શબ્દાદિક પાંચેય વિષયો કૃષ્ણ સંબંધીજ ઇચ્છવા પણ ભગવાન સિવાયના બીજા માયિક વિષયોની ઇચ્છા તો રાખવીજ નહિ. અને જો તેની કામના રાખેછે તો તેને ભકતપણામાં મોટી ખામી-ખોટ આવે છે " એમ.

જો કે-ભકતો-ભગવદ્ભકતો સકામ અને નિષ્કામ એમ બે પ્રકારના વ્યવહાર કરાયછે-કહેવાયછે. તેમાં પ્રથમના તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એ રૂપ સ્વાભીષ્ટ ફળની પ્રાપ્તિ માટે ભગવાનને ભજનારા છે, તે અપર-નીચી કોટિના કહેવાયછે. અને નિષ્કામ ભકત તો ભગવાનની સેવા સિવાય ભગવાને આપવા માંડેલી ચાર પ્રકારની મુકિતને પણ તે ભગવાનની સેવામાં અન્તરાયરૂપ હોવાથી પોતાના મનથી પણ ગ્રહણ કરવાને ઇચ્છતોજ નથી, તે ભકત તો પર-ઉત્તમ કોટિનો છે. તે શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાને પોતેજ કહેલું છે—

भा०"चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन! ।आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ! ॥ तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते । प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् । आस्थितस्स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् " इति । सर्वे एते पूर्वोक्ता मामेवोपासते इति उदारा–वदान्याः, ये मत्तो यत्किञ्चिद्गृह्णन्ति ते हि मम सर्वस्वदायिनः। यावत्स्वाभिलषितप्राप्ति मां सेवमानाः, अतः सकामाः । ज्ञानी त्वात्मैव मे मतम्–तदाधीनस्थितिरहमिति मन्ये । कुत एवं ? यतोऽयमनुत्तमां गतिं मामेवास्थितो. न त्वन्यत् , अतो ज्ञानी विशेषः । कुतः ? नित्ययुक्तः, एकभक्तिश्च–एकस्मिन्मय्येव भक्तिर्यस्य, न तु सकामादिवत्स्वाभिलषिते। अतो ममात्मैव सः ।तस्याहमत्यन्तम्प्रियः, स च ममात्यन्तम्प्रियः ।

श्रुतिश्च " नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वा"मिति ।

उक्तश्च श्रीमद्भागवते तृतीयस्कन्धे भगवता कपिलदेवेन—

---

" હે અર્જુન ! ચાર પ્રકારના પુણ્યશાલી પુરૂષો મને ભજેછે. આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને હે ભરતશ્રેષ્ઠ ! ચોથો જ્ઞાની. આ ચાર મધ્યે જ્ઞાની ભક્ત મારા સ્વરૂપમાં અખંડ જોડાયેલો અને મારે એકને વિષેજ અનન્ય ભક્તિવાળો હોવાથી સર્વથી વિશેષ-શ્રેષ્ઠ છે. કેમકે-જ્ઞાની ભક્તને હું અત્યન્ત પ્રિય છુ. અને તે જ્ઞાની ભક્ત મને પણ અત્યન્તજ પ્રિય છે.અને પ્રથમના ત્રણેય ભક્તો ઉદાર છે અને જ્ઞાની ભક્ત તો મારો આત્માજ છે એમ હું માનુંછું. કારણ કે–એજ મનવાળો તે જ્ઞાની ભક્ત સર્વોત્તમ ગતિરૂપ એવા મનેજ સર્વ પ્રકારે આશરેલો છે. " એમ । આ પૂર્વે કહેલા સર્વ ભક્તો મારીજ ઉપાસના કરેછે માટે તે ઉદાર–દાતાર છે જે કોઇ મારી પાસેથી કંઇ પણ ગ્રહણ કરેછે, તે તો મને સર્વસ્વ આપનાર મહા–ઉદાર છે. પરન્તુ-પોતાની મનોરથપ્રાપ્તિ થતા સુધીજ મને સેવે છે માટે તે સકામ કહેવાય છે. અને જ્ઞાની ભક્ત તો મારો આત્માજ છે. એટલે કે–" હું તેનેજ આધીન સ્થિતિ-પ્રવૃત્તિવાળો છું " એમ હું માનુંછું શાથી એમ ? તો એ જ્ઞાની ભક્ત તો સર્વોત્તમ ગતિરૂપ એવા મનેજ આશરેલો છે, પણ બીજા કોઇને તો નહિજ. માટે જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે. કેમકે–નિરન્તર મારામાંજ જોડાનારો અને મારા એકમાંજ ભક્તિવાળો, પણ સકામાદિક ભક્તોની માફક પોતાના અભિલષિત પદાર્થમાંજ નહિ. માટેજ તે જ્ઞાની ભક્ત મારો આત્માજ છે. તેને હું અત્યન્ત પ્રિય છું અને તે મને અત્યન્ત પ્રિય છે. ।

भा० "मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये। मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ॥ लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम्। अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे॥ सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत। दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः॥ स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः। येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते"॥ इति।

सर्वगुहाशये–सर्वान्तर्यामिणि प्रत्यक्षे मयि। अहैतुकी–फलानुसन्धानशून्या निष्कामा इति यावत्, व्यवहितं–व्यवधानं विघ्नमिति यावत्, तद्रहिता। एकत्वञ्च–भगवति गाढस्नेहेन तदाकारतापत्तिर्न तु जले जलवत्। मद्भावाय–गुणातीतत्त्वाय।

किञ्च भक्तजीवातौ–"लोकेऽस्ति द्विविधं वस्तु रमणीयं तथेतरत्। तत्रास्य रमणीयं यद्दुःखरूपं भवेद्धि तत्॥ अरम्येषु पदार्थेषु क्वापि किञ्चित्सुखं भवेत्। रम्येषु तु महद्दुःखं भवेत्कृष्णानुरागिणः॥ विषपङ्कायते तस्य मलयागुरुचन्दनम्। सर्पायन्ते पुष्पहारा भूषणं दूषणायते॥ रुचिराः कौसुमाः शय्या दीप्तपावकसन्निभाः। भवन्ति तस्य चन्द्रोऽपि

શ્રુતિ પણ કહે છે–" આ આત્મા–પરમાત્મા કેવળ પ્રવચનથી–શાસ્ત્રપઠન–પાઠનથી પામી શકાય તેમ નથી, તેમજ બુદ્ધિબળથી પણ નહિ અને બહુ શ્રુત–શાસ્ત્રશ્રવણથી પણ નહિ. પરંતુ–એ પરમાત્માજ જેને વરેછે–પ્રેમપાત્ર તરીકે ઇચ્છે છે, તેણેજ પામી શકાય છે. અને એ પરમેશ્વર તે વરેલા પ્રેમપાત્ર ભકતને પોતાની મૂર્તિ સર્વથા આપી દેછે "।

વળીશ્રીમદ્ભાગવતમાં તૃતીય સ્કંધમાં ભગવાન કપિલદેવજીએ કહ્યું છે–"હે માતાજી! મારા ગુણના શ્રવણ-માત્રથીજ પ્રાણીમાત્રની હૃદય–ગુહામાં રહેનાર સર્વાન્તર્યામી એવા મારા સ્વરૂપમાં " પૂર જોસથી વહેતા ગંગાજળની ગતિ સમુદ્રમાંજ જેમ " એમ અવિચ્છિન્ન–અતૂટક મનની ગતિ વર્તે. અને કાંઇ પણ ફળની આશા સિવાયની તેમજ વિઘ્ન વિનાની જે ભકિત પુરૂષોત્તમ ભગવાનને વિષે થાય તે નિર્ગુણ ભકિતયોગનું લક્ષણ કહેલું છે. એવો નિર્ગુણ ભક્તિયોગ પામેલા મારા ભકતજનો મારી સેવા સિવાયની તો **સાલોક્ય**-ભગવાનની સાથે એક લોકમાં રહેવું, **સાર્ષ્ટિ**-ભગવાનને તુલ્ય ઐશ્વર્ય પામવું, **સામીપ્ય**-ભગવાનને સમીપે રહેવું, **સારૂપ્યૈકત્વ**-ભગવાનના રૂપ જેવું રૂપ પામવું. તે સારૂપ્ય રૂપ જે એકત્વ, એ ચાર પ્રકારની મુકિત હું આપુંછું તો પણ તેને ગ્રહણ કરતાજ નથી. આવો નિષ્કામ ભકિતયોગજ આત્યન્તિક–એક નિશ્ચયી ભકિતયોગ નામે કહેલો છે. કે–જે ભકિતયોગના પ્રભાવથી ત્રિગુણ–ત્રિગુણકાર્ય સંસારને ઉલ્લંઘન કરીને મદ્ભાવ–ત્રિગુણાતીત સ્થિતિને પામે છે. "

भा–भक्तस्य तपनायते ॥ रुचिरं मन्दिरं तस्य घोरारण्यायते नवम् । सुगन्धिः शीतलो वायुर्दावज्वालायते भृशम् ॥ भारायते सूक्ष्मवस्त्रं स्वजनश्च वृकायते । रूपं कुष्ठायते तस्य स्वादु भोज्यं विषायते ॥ मनोज्ञं गायनं तस्य तीक्ष्णबाणायते तथा । राक्षसीव भवत्येव नारी देवाङ्गनोपमा ॥ स्नेहोऽनुमेयो भक्तस्य चिह्नैरेतैर्विरागिणः । कृष्ण एव स्फुरत्येकस्तस्यान्तश्च बहिस्सदा ॥ सहसा स्फुरितं स्नेहात्तं दृष्ट्वा हसति कश्चित् । कश्चिद्व्रजन्तमालोक्य विरहादिव रोदिति ॥ आनन्दान्नृत्यति क्वापि क्वापि सम्भाषतेऽमुना । साष्टाङ्गं वन्दते क्वापि कश्चित्तूष्णीं च तिष्ठति ॥ अपराधान् क्षमस्वेति क्वापि प्रार्थयते हरिम् । स्नेहेन विवशः क्वापि स च गायति निस्त्रपः ॥ हरे ! नारायण ! स्वामिन् ! कृष्ण ! गोविन्द ! माधव ! । इत्याद्याः कीर्तयत्युच्चैरभिधाः क्वापि सत्पतेः ” ॥ इत्यादिबहुविधैश्चिह्नैस्स उपलक्षित इति ।

---

સર્વગુહાશય-સર્વાન્તર્યામી એવા પ્રત્યક્ષસ્વરૂપ મારે વિષે અહૈતુકી-ફળાનુસન્ધાનશૂન્ય એવી નિષ્કામ ભક્તિ એજ । અને વ્યવહિત–વ્યવધાન કે વિઘ્ન એજ અર્થ છે. તેણે રહિત. એકત્વ–પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વરમાં ગાઢ સ્નેહને લીધે કીટ-ભ્રમર ન્યાયે ભગવાનના સરખો આકાર પામવો એજ. પણ જાણે કે જળમાં જળ મળી જાયછે એમ એકરૂપતા નહિ. મદ્ભાવ-ગુણાતીતભાવ પામવાને માટે કલ્પાય છે. ।

વળી-ભક્તજીવાતુ ગ્રન્થમાં કહ્યું છે–“ લોકમાં બે પ્રકારે વસ્તુ જોવામાં આવેછે–એક રમણીય અને બીજું અરમણીય, તેમાં આ ભકતને તો જે રમણીય વસ્તુ હોય તે દુ:ખરૂપજ થાયછે. અને અરમ્ય પદાર્થોમાં કયારેક કિંચિત્ સુખ મનાયછે પણ–કૃષ્ણમાં અનુરાગી ભકતને રમ્ય પદાર્થોમાં તો મહાદુ:ખજ થાયછે. તે કૃષ્ણાનુરાગી ભકતને મલયાગુરૂ ચન્દન હોય તો પણ ઝેરના કાદવ–કીચડ જેવું લાગેછે, સુગન્ધમાન પુષ્પના હાર સર્પ જેવા લાગેછે. અને સુવર્ણાદિકનાં આભૂષણો દૂષણ–કલંક જેવાં લાગેછે. સુન્દર પુષ્પની શય્યાઓ બળતા અગ્નિ જેવી લાગે છે. તે ભકતને અતિ શીતળ ચન્દ્રમા પણ બળતા અગ્નિ જેવો લાગેછે. નવી સુન્દર હવેલી તે ભકતને ઘોર અરણ્ય જેવી લાગેછે. સુગન્ધમાન શીતળ વાયુ અત્યન્ત બળતા દાવાનળ જેવો લાગેછે. સૂક્ષ્મ વસ્ત્રો પહેરવાં પડે તો અતિ બોજારૂપ લાગેછે. સ્વજનો સર્વે વાઘ-વરૂ જેવાં ભયંકર લાગેછે. અતિ સુન્દર રૂપ તેને કોઢ જેવું લાગેછે. સ્વાદુ ભોજન તો ઝેર જેવું અકારૂ લાગેછે. તથા મનને પ્રિય લાગે એવું સુંદર ગાયન તે ભકતને કાનમાં તીક્ષ્ણ બાણ જેવું વાગે છે. દેવાંગના જેવી રૂપાળી નારી તેને રાક્ષસી જેવીજ લાગેછે જ. તીવ્ર વૈરાગ્યવાળા કૃષ્ણભકતનો સ્નેહ આ બાહ્ય ચિહ્નોથી અનુમાન કરવો. અને તે ભકતને અંતરમાં અને બહાર-પ્રત્યક્ષ સદાય એક કૃષ્ણ પરમાત્માજ સ્ફુર્યા કરેછે. અને કયારેક એકદમ સ્ફુરી

## द्वितीयोऽध्यायः—

भा० भक्त्येकलभ्यं भक्तेशं भक्तनेत्राब्जभास्करम्।
भक्तानन्दकरं ध्याये रमेव भक्तिधर्मजम् ॥ १ ॥

एवं प्रथमेऽध्याये परमेश्वरे गाढानुरागरूपा या परानुरक्तिरभिहिता, तत्राङ्गानि विचार्यन्ते द्वितीये। तत्र प्रधानाप्रधानविभागं ज्ञापयन्नाह—बुद्धीति।

सू० बुद्धिनिष्पत्तये श्रवणादीन्याविशुद्धेरवघातवत् ॥२–१–१॥

बुद्धिनिष्पत्तये—विघ्नशतैरप्यनभिभवनीयभगवत्स्वरूपैकनिष्ठतारूपा या निश्चयात्मिका बुद्धिस्तस्या निष्पत्तये–सिद्धये, श्रवणादीन्यवश्यमनुष्ठेयानि। तानि सकृदनुष्ठेयान्यसकृद्वेत्याकाङ्क्षायामाह—आविशुद्धेः। विशुद्धिः—दुर्वासनादिकमनोमालिन्यनिरसनद्वारा बुद्धिदार्ढ्यं, तत्पर्यन्तं तदाचरणमित्यर्थः। तत्र दृष्टान्तः—

---

### અધ્યાય ૨ જો.

પારમૈકાન્તિકી ભક્તિથીજ એક પામવા યોગ્ય, આત્મીય ભક્તોના પતિ–રક્ષક, નિજભક્તોનાં નેત્રરૂપ કમળને આનંદ આપીને પ્રફુલ્લિત કરવામાં સૂર્યસમાન, સ્વભક્તોને દર્શનાદિકથી આનંદ આપનારા, એવા ભક્તિધર્મના પુત્ર શ્રીહરિનું હું લક્ષ્મીજીની પેઠે પરમ પ્રેમથી ધ્યાન કરૂં છું–હૃદયમાં ધારૂં છું. ॥ ૧ ॥

આ પ્રમાણે પ્રથમાધ્યાયમાં પરમેશ્વરમાં ગાઢ અનુરાગરૂપ જે પરાનુરક્તિ પ્રતિપાદન કરી, તેમાં ઉપયોગી અંગ આ બીજા અધ્યાયમાં વિચારાય છે. તે અંગોમાં પ્રધાન અપ્રધાનનો વિભાગ જણાવતાં કહે છે—

બુદ્ધિની સિદ્ધિ માટે શ્રવણાદિક (કરવાં જોઇએ) (મનની સંપૂર્ણ શુદ્ધિ થતા સુધી અવઘાતની પેઠે. ॥૨–૧–૧॥

બુદ્ધિની નિષ્પત્તિ–તૈયારી માટે–એટલે કે–સો એ સો વિઘ્નોથી પણ પરાભવ નજ પામે એવી ભગવત્સ્વરૂપમાં એકનિષ્ઠતારૂપ જે નિશ્ચયાત્મક બુદ્ધિ તેની સિદ્ધિ માટે, શ્રવણાદિક (સાધનો) અવશ્ય આચરવાંજ જોઇએ. હવે–તે એકજ વાર આચરવાં જોઇએ, કે વારંવાર? એ આશંકાના સમાધાનમાં કહે છે–સંપૂર્ણ શુદ્ધિ થતા સુધી. વિશુદ્ધિ –દુર્વાસનાદિક મનના માલિન્યને દૂર કરવા દ્વારા બુદ્ધિની દૃઢતા–અડગતા થાય, ત્યાં સુધી તેનું આચરણ કરવું. એ અર્થ છે. તેમાં દૃષ્ટાન્ત– અવઘાત–ડાંગર ખાંડવાની માફક. જેમ કે–યાગના અંગભૂત પુરોડાશ બનાવવા માટે ડાંગરને છોડાં વિનાની કરવા માટે

भा० अवघातवत्—यथा यागाङ्गपुरोडाशार्थकव्रीहिवैतुष्यार्थं व्रीहीनवहन्तीत्युक्तम्, स च व्रीहिवैतुष्यात्मकोऽवघातः प्रकृष्टवैतुष्यपर्यन्तं विधीयते तद्वत् ॥ २-१-१ ॥

अथ बुद्धिदार्ढ्यपर्यन्तं बुद्ध्यङ्गानां श्रवणादीनामेवानुष्ठानम्, उत—तदङ्गभूतानां सद्गुरूपसदनादीनामपि, इत्याकाङ्क्षायामाह—तादिति ।

सू० तदङ्गानां च ॥ २-१-२ ॥

तेषाम्—श्रवणादीनाम्, अङ्गानि-सद्गुरूपसदनादीनि, तेषामाचरणम्-अनुष्ठानम्, आबुद्धिदार्ढ्यमवश्यं कर्त्तव्यमिति दिक्। बुद्धिः—"वासुदेवः सर्वम्" इति दृढाध्यवसायः, तन्निष्पत्तये श्रवणकीर्त्तनस्मरणादीनि, तानि चाविशुद्धेरवघातवदनुष्ठेयानि.। तदङ्गाचरणं चाभक्तिदार्ढ्यमित्यपरे. ॥ २-१-२ ॥

अथ या बुद्धिर्भक्तेर्मुख्यतोऽङ्गं तां विचारयितुमाह—तामिति।

---

ડાંગર ખાંડવામાં આવે છે, તે–ડાંગરને છોડાં સિવાયની કરવા રૂપ ખાંડવાનો વિધિ જેમ સારી રીતે છોડાં સિવાયની થઇ જતા સુધી કરવામાં આવેછે તેમ. ॥ ૨-૧-૧ ॥

હવે–બુદ્ધિની દ્રઢતા થતા સુધી બુદ્ધિનાં અંગભૂત શ્રવણાદિકનું જ અનુષ્ઠાન કરવું ? કે તે શ્રવણાદિકના અંગભૂત સદ્‌ગુરૂપસદનાદિકનું પણ અનુષ્ઠાન કરવું ? એ આકાંક્ષા –જીજ્ઞાસા પૂર્ણ કરવા સારૂં કહેછે—

તેનાં અંગોનું પણ. ॥ ૨-૧-૨ ॥

તે શ્રવણાદિકનાં અંગો–સદ્‌ગુરૂપસદન વિગેરે, તેમનું પણ આચરણ–અનુષ્ઠાન બુદ્ધિની દ્રઢતા થતા સુધી અવશ્ય કરવુંજ જોઇએ. ઇતિ દિક્. । વળી–બુદ્ધિ એટલે "મારે તો સઘળું વાસુદેવજ છે" એવો દ્રઢ અધ્યવસાય, તેની સિદ્ધિ માટે શ્રવણ, કીર્તન અને સ્મરણ વિગેરે, તે સાધનો સમ્પૂર્ણ મનઃશુદ્ધિ થતા સુધી "અવઘાતવત્" ( તદ્દન સ્વચ્છ ચોખા થતા સુધી ડાંગરને ખાંડે છે તેમ. ) અનુષ્ઠાન કરવાં–આચરવાં. । વળી તેનાં અંગભૂત (ગુરૂપસત્તિ વિગેરેને) પણ ભકિતની દ્રઢતા થતા સુધી આચરવાં. એમ કેટલાક માને છે. ॥ ૨-૧-૨॥

હવે–જે બુદ્ધિ ભકિતનું મુખ્યત્વે અંગ છે, તેને વિચારવા માટે કહે છે—

તે બુદ્ધિ ઐશ્વર્યપ્રધાન (છે, એમ) કાશ્યપ માને છે. (પરમેશ્વરનું) પરપણું છે, માટે. ॥૨-૧-૩

टी० "मङ्गलादयो मङ्गलमध्या मङ्गलान्ताश्च निबन्धाः प्रथन्त" इत्यभिप्रेत्य मध्ये मङ्गलमाचरति--"भक्त्येके"ति। "भक्तेश"मिति। भक्तानां रक्षकमित्येतत्। रक्षणञ्चेष्टप्रापणमनिष्टनिवारणञ्च। आह च भगवान् गीतायाम्--"तेषामहं समुद्धर्त्ता मृत्युसंसारसागरात्" इति। भक्ता ईशा यस्येति वा। भक्तपराधीनमित्येतत्।"भक्तने त्राब्जभास्कर"मिति। अनेन--निरुपाधिकः प्रणयो भक्तानां भगवति व्यज्यते। न हि गगनचरस्य भास्करस्य सरसिजस्य च कश्चन सम्बन्धः, अथापि विकसति पतङ्गस्योदये पुण्डरीकम्, तदिदमव्याजसौहार्दम्। भक्तानां भगवत्संश्लेषैकसुखादुःखस्वभावता च व्यज्यते। "भक्तानन्दकर"मिति। स्वयमानन्दमयत्वात्स्वानुभवाधानेन भक्तानानन्दयतीति यावत्। "एष ह्येवानन्दयती"ति च श्रूयते। "रमेवे"ति। अनेनानन्यार्हशेषता स्वस्य व्यज्यते। रमावदिति पाठान्तरम्। "भक्तिधर्मज"मिति। भक्तिधर्मयोः पुत्रभावेनावनाववतीर्णं पुरुषोत्तममित्यर्थः॥

वृत्तवर्त्तिष्यमाणयोरध्याययोः सङ्गतिमाह-एवमित्यादिना। अभिहिता-या जिज्ञास्यतया प्रक्रान्ता सा स्वेतरव्यावृत्तेन रूपेण निरूपिता। तस्याः स्वरूपमाशङ्कानिरसनमुखेन निर्धारितमित्येतत्। अङ्गानि-अपेक्षितानि। प्रधानाप्रधानेति। प्रधानमन्तरङ्गम्, अप्रधानं-बहिरङ्गम्,साक्षादपेक्षितं परम्परयापेक्षितमित्येतत्। भगवत्स्वरूपैकनिष्ठेति। भगवत्स्वरूपमेव निष्ठा प्रधानालम्बो यस्या बुद्धेः, बुद्धेर्हि सर्वत्र साध्यं साधनमित्युभयमालम्भः, तत्र प्रधानालम्बस्तु साध्यम्, तदर्थत्वात्साधनविचारस्य, तथा च भगवत्स्वरूपमेव परमप्रयोजनतयालम्ब्य या प्रवृत्ता सा भगवदेकनिष्ठा बुद्धिरुच्यते। तस्या भावस्तत्ता, तदेव रूपमसाधारणो धर्मो यस्यास्ताम्। परमप्रयोजनलक्षणभगवत्स्वरूपबुद्धिरित्येतत्। विघ्नशतैरप्यनभिभवनीयेति विशेषणादध्यवसायविशेषात्मिका बुद्धिरुक्ता। श्रवणादीनीति। श्रवणमननभावनाः। सर्व एव दुःखादुद्विग्नाः सुखाय स्पृहयन्ते। तत्र सुखभ्रमात्प्रवर्त्तन्ते विषयविषास्वादाय। विषया हि न स्वतस्सुखरूपाः, प्रत्युत दुःखैकास्पदाः। परब्रह्म तु स्वयमानन्दस्वरूपमनन्तम्। यः पुनः कृतेभ्यो विषयेभ्यो वस्तुतो दुःखैकास्पदेभ्यो निर्विण्णः, स हि परमानन्दघनमकृतं कमपि श्रोतुं प्रवर्त्तते। यदा च श्रवणमननादिना च परब्रह्मानवधिकमत्यानन्दमयं दृढमध्यवस्यति, भवति तस्मिन् सपदि गाढानुरागलक्षणं परमं प्रेम, न ह्यानन्दादन्यत्प्रेमास्पदम्, न च परब्रह्मणोऽन्यदानन्दघनम्। तदर्थस्वाभाव्यात्परमप्रेमलक्षणे भक्तियोगे परमानन्दमयपरब्रह्मस्वरूपप्रतिपत्तिरप्रकम्प्याव्यवहितसाधनमिति बुद्धिविशेष अन्तरङ्गसाधनं, तत्र च श्रवणादीनीति बहिरङ्गसाधनान्युच्यन्ते। तान्येतानि यावदुक्तबुद्धियोगदार्ढ्यं कर्त्तव्यानीति भावः। भक्तिदार्ढ्यमित्यपि क्वचित्पाठः, तदापि भक्तिदार्ढ्यमपि बुद्धिदार्ढ्यायत्तमिति तुल्य एवाशयः॥ २-१-१॥

तेषां श्रवणादीनामिति। यानि बुद्धियोगेऽपेक्षिततयोक्तानि तेषाम्। गुरूपसदनादीनीति। आदिशब्दात्प्रशान्तचित्ततादयः। "प्रशान्तचित्ताय शमान्विताये" ति हि श्रूयते॥

सू० तामैश्वर्यपरां काश्यपः परत्वात् ॥ २–१–३ ॥

भा० काश्यपो मुनिस्तां बुद्धिमैश्वर्यपरां, ऐश्वर्यम्—सर्वज्ञत्वादि, तत्पराम्—तत्प्रधानालम्बां मन्यते। "यः सर्वज्ञः सर्ववित्" "परास्य शक्तिर्विविधैव श्रूयते" "भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः। भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः" "यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति" "अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्त्तते" "विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्"। इत्यादिश्रुतिस्मृत्युक्तपरमैश्वर्यावलम्बिनी बुद्धिर्निःश्रेयसाय। सैव तु भक्तिमुपकुर्वाणा सती भगवत्परमप्रसन्नतारूपां मुक्तिमपि प्रयोजयतीति काश्यपमतम्।

तत्र हेतुः–परत्वात्। "अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः" "क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः" "स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न

---

કાશ્યપ મુનિ તે બુદ્ધિને ઐશ્વર્યપ્રધાન–ઐશ્વર્ય–સર્વજ્ઞત્વાદિક, તે પર–પ્રધાન અવલમ્બન જેમાં છે એવી માને છે. । "જે સર્વજ્ઞ અને સર્વવિત્–એકકાળાવચ્છિન્ન સર્વનું જ્ઞાન ધરાવે છે." "આ પરમેશ્વરની પરા–સર્વોત્કૃષ્ટ શક્તિ વિવિધ પ્રકારની સંભળાય છે." "આ પરમેશ્વરના ભયથી વાયુ નિયમિત વાય છે, એનીજ બીકથી સૂર્ય નિયમિત રીતે ઉદય પામે છે, એનીજ બીકથી અગ્નિદેવ, ઇન્દ્ર અને પાંચમા મૃત્યુદેવ–યમરાજા નિયમ પ્રમાણેજ પોતપોતાની ક્રિયામાં પ્રવર્તે છે." "આ સઘળાં ભૂતો જેના થકી ઉપજે છે અને તે ઉપજેલાં ભૂત જેને લીધે જીવે છે, તેમજ આખરે જેના પ્રત્યે જાય છે અને જેમાં સર્વ પ્રકારે લય પામી જાય છે." "સર્વનું કારણ–ઉત્પત્તિસ્થાન હુંજ છું અને મારા થકીજ બધુંય પ્રવર્તે છે." "આ સઘળું જગત્ હું મારા એક અંશ (પરા–અપરા પ્રકૃતિરૂપ ચિત્–અચિત્‌ના સંઘાતભૂત સ્વાંશરૂપ શરીર) થી ધારીને રહ્યો છું."। એ આદિક શ્રુતિ–સ્મૃતિઓમાં કહેલા પરમ ઐશ્વર્યને અવલમ્બનારી બુદ્ધિ પરમ કલ્યાણને માટે છે.। અને એજ બુદ્ધિ ભક્તિને ઉપકાર કરતી સતી ભગવાનની પરમ પ્રસન્નતારૂપ પરમ મુક્તિને પણ સિદ્ધ કરી આપે છે, એમ કાશ્યપ–મુનિનો અભિપ્રાય છે.।

તેમાં હેતુ—(ભગવાનનું) પરપણું છે માટે.। "માયાપતિ ભગવાન એ માયારૂપ શક્તિથીજ આ વિશ્વ સર્જે છે. અને તેમાં બીજો (જીવાત્મા) માયાથી બંધાયેલો છે." "ક્ષર–પરિણામ પામવાના સ્વભાવવાળું પ્રધાન–માયા છે, હર–વિષયોને ગ્રહણ કરનાર ચેતન, અમૃત અને અક્ષરસ્વરૂપ છે. અને એ ક્ષર અને આત્મા એ

भा–चाधिपः” “प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः” “पतिं विश्वस्यात्मेश्वरम् शाश्वतं शिवमच्युतम्” “ज्ञाज्ञौ द्वावजावीशनीशौ” “नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्” “भोक्ता भोग्यं प्रेरितारञ्च मत्वा” “तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति” “पृथगात्मानं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्त्वमेति” “अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीं प्रजां जनयन्तीं सरूपाम्। अजो ह्येको जुपमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः” “समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः।

---

બન્નેને એક–અદ્વિતીય દેવ–પરમાત્મા નિયમમાં રાખે છે.” । “તે પરમાત્મા સર્વના કારણ અને કરણાધિપ–ચેતનના પણ અધિપ નિયન્તા–શેષી છે, પરંતુ–એ પરમાત્માને કોઈ ઉત્પન્ન કરનાર નથી, તેમ એનો કોઈ આધિપાન–નિયન્તા પણ નથી.” । “એ ભગવાન પ્રધાન–માયા અને ક્ષેત્રજ્ઞ–ચેતનવર્ગ, એ બંનેના પતિ–સ્વામી છે. અને ગુણ–ગુણકાર્યભૂત વિશ્વના ઇશ–નિયંતા અને પ્રેરક છે.” । “એ ભગવાન વિશ્વના પતિ, આત્માના ઇશ્વર, સદાય એક–અવિકારિસ્વરૂપ, સુખમયમૂર્તિ અને અખંડસ્વરૂપ છે.”। “જ્ઞાની અને અજ્ઞાની એવા બે અજ–આત્માઓ છે, તેમાં એક ઇશ–નિયંતા છે અને બીજો અનીશ–તેના તાબામાં રહેલો છે.” । “નિત્ય૧–અવિનાશી એવા ઘણા ચેતનોના કામને–કર્મફળને, જે એક–અદ્વિતીય નિત્ય ચેતન પરમાત્મા સર્જી આપે છે.”।

---

૧—શ્રુતિઓના અર્થ કરવામાં હંમેશાં સ્વસ્વમતાગ્રહ પ્રમાણે દ્રષ્ટિભેદ સ્વાભાવિકજ રહે છે. અને મતની સાથેજ આગ્રહ રૂઢ થયેલો હોવાથી મતાગ્રહ પ્રમાણે દ્રષ્ટિભેદ રહે એની પણ ના નહિ. પરન્તુ—જે શ્રુતિ જે મતને અનુકૂળ હોય તે શ્રુતિને તે મતની એકદમ સામીજ બાજુમાં મુકી દેવી એ સર્વથા અનુચિતજ કહેવાય, આ શ્રુતિ પણ આવીજ શ્રુતિઓમાંની એક છે.આ શ્રુતિને ભેદવાદીઓ પોતાની આગવી માને છે, ત્યારે અભેદવાદીઓને પણ એનો અર્થ પોતાના મતને અનુકૂળ છે એમ પરાણે પણ જણાવ્યા સિવાય છૂટકોજ નથી. પરંતુ–ઉપપત્તિ અનુપપત્તિના તફાવતની તુલના કરતાં જે અર્થ વધારે સોપપત્તિક લાગે એજ અર્થ ખરો માનવો જોઇએ.

હવે જુઓ ! આ શ્રુતિનો અર્થ–“ નિત્યોનો નિત્ય, ચેતનોનો ચેતન, એવો એક (પરમાત્મા) બહુનાં કામ કરે છે–કર્મફળ રચી આપે છે.” આવો અર્થ એકત્વવાદીઓ કરે છે. કારણકે–**नित्यानां बहूनां चेतनानाम्** એમ એક માથે આવેલું આ ત્રણેય શબ્દનું બહુવચન એમને ખૂંચે છે. તેથી આ પ્રમાણે નિત્યોનો નિત્ય અને ચેતનોનો ચેતન એવો ઉપલક સામાન્ય અર્થ કરીને ચાલ્યા જાય છે. પણ એમ અર્થ કરવાથી કયો અપૂર્વ અર્થ કહેવા શ્રુતિ પ્રવર્તી છે તે સમજાતું નથી. વળી આગળ“ **तमात्मस्थं** ” એમ અર્ધા મંત્રથી તે સ્વાત્મસ્થ અન્તર્યામી પરમાત્માને જે સાક્ષાત્ કરે છે તેમનેજ શાશ્વત શાન્તિ મળે છે, પણ તે ઉપાસક સિવાયના બીજાઓને નહિ એમ પણ શ્રુતિ પોતે કંઠરવથીજ સંભળાવે છે, માટે સંસ્કૃત–ભાષાના નિયમ પ્રમાણે **यत्–तत्** શબ્દનો પૂર્વાપર બંધબેસતો સંબંધ વિચારીને જો આ આખા મંત્રનો અખંડ અર્થ કરવામાં

भा-जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः"। इत्यादिभिर्जीवात्मभ्योऽनन्तकल्याणैकतानगुणैश्वर्यादिभिरत्यन्तं परतरो हि परमात्मा श्रूयते। अतस्तत्सम्बन्धिनी बुद्धिः परमप्रेमलक्षणां भक्तिं जनयतीति ॥ २—१—३ ॥

"ભોકતા-જીવાત્મા ભોગ્યભુત જગત્ અને સર્વના પ્રેરક પરમાત્માને મનનરૂપ ઉપાસન કરીને." "તે બેમાંથી એક-જીવાત્મા સ્વાદુ પિપ્પલીઓ-કર્મ ફળને અનુભવે છે. અને બીજો-પરમાત્મા કર્મફળને નહિ અનુભવતાં સાક્ષીરૂપે જોયા કરે છે." "ઉપાસક પુરૂષ આત્માને-સ્વસ્વરૂપને તથા પ્રેરિતા-પરમાત્માને, પૃથક્-(જીવ બદ્ધ, પરતન્ત્ર અને કર્મને આધીન છે અને પરમાત્મા નિત્યમુકત, સદા સ્વતન્ત્ર અને સ્વયં સમર્થ છે, એમ વિવેકપુરઃસર ) માનીને-ઉપાસન કરીને નિર્મળ થઇને તે પછી પરમાત્મપ્રસાદથી અમૃતત્વ-મુકિતને પામે છે." "રક્ત, શુકલ અને કૃષ્ણ વર્ણવાળી અને પોતાને તુલ્ય-વિચિત્ર ઘણીક પ્રજાઓને ઉપજાવનારી એવી એક **અજા-માયાને** એક **અજ**-જીવાત્મા સેવતો થકો તેમાં સપડાય છે. અને બીજો **અજ-પરમાત્મા ભુકતભોગા**-તેનો સારાંશ જાણી લીધેલો હોવાથી તેને છોડી દેછે-તેનાથી સ્વતંત્ર વર્તે છે." "એકજ વૃક્ષ-શરીરમાં વસેલો પુરૂષ-જીવાત્મા અનીશા-ઈશ્વરથી પૃથક્ રહેલી જડ માયાથી મોહ પામતો થકો શોક કરેછે. અને જ્યારે પ્રસન્ન થયેલા **અન્ય-સ્વરૂપ**, **સ્વભાવ**, **વિભૂતિ** અને **ઐશ્વર્યથી** સર્વવિલક્ષણ એવા પરમેશ્વરને જુએછે-ઉપાસનાદ્વારા સાક્ષાત્ કરેછે, ત્યારે એ ઉપાસક

આવે તો તો ખૂલ્લી રીતે ખેંચતાણ સિવાય પણ **"विशिष्टाद्वैत"** મત પ્રમાણે શરીર-શરીરિભાવ સાથે અન્તર્યામિભાવ, સવનાં કર્મના ફળને આપનારા, એવા પરમાત્માને જે ઉપાસકો સ્વાત્મામાંજ પ્રત્યક્ષ જુએ છે-અનુભવેછે, તેજ શાશ્વત શાન્તિ પામનારા પરમ ભાગ્યશાળીછે, પરન્તુ-તે સિવાયના બીજા નહિ, વળી-નિત્ય-અનાદિસિદ્ધ એવા એક ચેતનરૂપ પરમાત્મા સર્વથી વિલક્ષણ સ્વતંત્રમૂર્તિછે. અને કર્મવશ્ય ઘણા ચેતનો નિત્ય હોવાથી સ્વાભાવિકપણેજ પરમાત્માથકી ભિન્ન-જુદાજ છે; તેજ પરમાત્મા સર્વ કર્મના ફળપ્રદાતા છે, માટે સર્વનિયન્તા પણ એજ છે, તેજ પરમાત્મા સર્વના શરીરી હોવાથી આત્મમાંજ રહેલા છે, તેને જે ઉપાસક અખંડ ધ્યાનરૂપ ઉપાસનાથી જુએ છે-સાક્ષાત્ કરે છે, માટે એ સદા સાકારમૂર્તિજ છે. વળી-ઉપાસકજ મુકિત પામેછે, પરન્તુ બીજો નહિ માટે એકની મુકિતથી સર્વની મુકિત માનનારાઓ પણ ભૂલાજ પડેછે. વળી **अनुपश्यन्ति** એ પદ ઉપરથી જોનારા મુકતાત્માઓ પણ મુકિતદશામાં ભાગવતી તનુથી સાકારજ વર્તે છે. એવા ઘણા અપૂર્વ અર્થ સ્પષ્ટ રીતે જોવા-જાણવામાં આવે છે. વળી-**कीटभ्रमर** ન્યાયે "**निरञ्जनः परमं साम्यमुपैति**" એ શ્રુતિ પણ આ શ્રુતિની સાથે કેવી સુન્દર રીતે બંધબેસતી આવેછે. તેમજ-કીટભ્રમર ન્યાય પણ આ પ્રમાણે **"विशिष्टाद्वैत"** મતમાં માનેલી પરમસામ્યરૂપ મુકિતનોજ આબેહુબ ખ્યાલ આપે છે. પણ એકત્વવાદમાં માનેલી કૈવલ્ય-મુકિતને એકાંશે પણ બંધ બેસતો નથી, વળી-એ કીટભ્રમર દ્રષ્ટાન્ત તૈલધારાવત્ અવિચ્છિન્ન સ્મૃતિસન્તાનરૂપ પરમાત્મોપાસનનો પણ કેવો સુન્દર સર્વાંશે બંધબેસતો ખ્યાલ આપે છે? આ બધું દીવા જેવું સ્પષ્ટ છે પણ મતાગ્રહીઓને ન દેખાય એ પણ તેટલુંજ સ્વાભાવિક છે.

टी- सूत्रद्वयं प्रकारान्तरेण व्याचक्षाणानां मतमनुवदति-"बुद्धि"रिति।"वासुदेवः सर्व"मिति। ये लोके सुखास्पदतयाभिमन्यन्ते गृहारामक्षेत्रादयः, सर्वमेतन्मम भगवान् वासुदेव एव नान्यदित्यर्थः। गृहवत्, क्षेत्रवत्, आरामवत्, अन्नपानादिवत्, तैस्तैः सर्वैः प्रकारैर्भगवत्येवानुकूल्याध्यवसायविशेषो बुद्धिरिह विवक्षितेति यावत्। तन्निष्पत्त्या च परा भक्तिः। यस्यां स्थितो नात्मानमन्यद्वा वेद, नाक्षताप्रम्, आनन्दामृतस्वरूपात् परमेश्वरात्। तदेतन्निष्पत्तये "श्रवणं कीर्तनं विष्णो"रित्यादिना विधीयमानानि श्रवणकीर्त्तनादीनि प्रेमाङ्कुरलक्षणान्यवश्यमनुष्ठेयानि। श्रवणकीर्तनादिभिर्हि भगवत्स्वरूपरूपगुणविभवैश्वर्याद्यनुभवातिशयेन, भगवत्येवानुकूल्याध्यवसायोऽन्वहं वर्धमानो दृढतरो भवेत् प्रीतिश्च तथैव भगवति। आभक्तिदार्ढ्यमस्यानुवृत्तिरुचिता नामेति भावः। अत एव तदङ्गानाम्--तस्मिन् श्रवणाद्यपेक्षितानां गुरूपसेवनसत्समागमादीनामाभक्तिदार्ढ्यमनुष्ठेयता च॥

अपर इत्यनेन उत्तरसूत्रेणास्य पक्षस्य न सौसाङ्गत्यमित्यरुचिर्व्यज्यते। श्रवणकीर्तनस्मरणपादसेवनादिलक्षणा तु गौणी भक्तिः, न तां विचारयति काश्यपो वा बादरायणो वा॥ २-१-२॥

मुख्यतोऽङ्गमिति। अन्तरङ्गतयापेक्षितेत्यर्थः। तां विचारयितुमाहेति। विप्रतिपत्तिनिरसनमुखेन तत्त्वनिर्णयो विचारः, तदर्थमाह। मतभेदमिति शेषः।

सूत्रे तच्छब्दः श्रवणमनननिष्पाद्यत्वेन पूर्वोक्तेन रूपेण बुद्धिं परामृशति, न तु भक्त्याद्यन्तरङ्गभावेनापि। एतेन बुद्धेर्निःश्रेयसे साक्षादेव साधनत्वं बादरायणो मन्यते इति पक्षे१ तामित्यस्य नानन्वयः२। उपलक्षकतया चैतत्परामर्शः,३ स्यान्नाम। भाष्ये-तां बुद्धिमिति। या श्रवणमनननिष्पाद्या तां बुद्धिमित्यर्थः। तत्प्रधानालम्बामिति। यद्यपि निःश्रेयससाधने ज्ञानयोगे देहातिरिक्तज्ञानैकाकारस्य प्रत्यगात्मनोऽपि वेद्यतास्ति। अथापि स न प्रधानालम्बभूतः। तस्याप्यन्तरात्मा परः सर्वेश्वर एव तु तथा। तच्छेषतया तु प्रत्यगात्मनोऽपि वेद्यता। एतदभिप्रेत्य प्रधानशब्दः। ऐश्वर्यमुदाहरति--"यः सर्वज्ञ" इत्यादिना। सकलजगदुदयविभवलयलीले सर्वान्तरात्मनि सर्वेश्वरे या बुद्धिः श्रवणमननादिरप्रकम्प्या निष्पाद्यते सैव निःश्रेयसायेति भावः। सा किं साक्षान्निःश्रेयसायेत्यत्राह--सैव त्विति। भक्तिमुपकुर्वाणेति-भक्त्याद्यन्तरङ्गतया साधनीभूतेत्यर्थः। परभक्तिरूपतया पर्यवसन्नेति भावः। परतरत्वे प्रमाणान्युदाहरति-"अस्मान्मायी"त्यादिभिः॥ २-१-३॥

ईशेशितव्यादिविकल्पशून्यामिति एकशब्दाशयः। अयमर्थः-आत्मा एकः परो विषयो यस्या बुद्धेः। निःश्रेयसाय या बुद्धिस्तस्या ईशेशितव्यादिविकल्पावलम्बो ह्यपरो विभागः, सैव चोपासनालक्षणा भक्तिः, सा चात्मनोऽनन्यत्त्वेन सर्वेश्वरमुपास्यमवलम्बमाना सुसंस्कृता सत्यव्यवधानेनात्मैक्यापरोक्षलक्षणां बुद्धिमावहति। या परा बुद्धिः--विषयपारम्यात्, इयमेव च निःश्रेयसमव्यवधानेनावहति। तथा च

---

१ पक्षे इति--वस्तुतस्तस्यापि तथा न हार्दमित्याशयः॥ २--" आत्मैकपरां बादरायण" इत्यनन्तरसूत्रे॥ ३--तस्य--अङ्गभावस्य परामर्शः॥

## सू० आत्मैकपरां बादरायणः ॥ २-१-४ ॥

भा-भगवान् बादरायणः, आत्मैकपराम्-ईशेशितव्यादिविकल्पशून्याम्, अनन्यात्मपरामित्येतत्। बुद्धिं निःश्रेयसाय मन्यते ॥२-१-४॥

## सू० उभयपरां शाण्डिल्यः शब्दोपपत्तिभ्याम् ॥ २-१-५ ॥

आत्मानं नाम्ना निर्दिशति महर्षिः—शाण्डिल्य इति। उभयपराम्—नात्मैकपराम्। ईशेशितव्यविभागो हि नैसर्गिकः, आत्मा चायं सर्वस्य, अतः सर्वेश्वरत्त्वात्मत्त्वोभयपरां बुद्धिं निःश्रेयससाधनतया शाण्डिल्यो मन्यते। कुतः ? शब्दात्—ईश्वरत्त्वे आत्मत्त्वे च शब्दात् श्रौतात्। उपपत्तेश्च—स्मृतेश्च।

---

શોકમોહનો ત્યાગ કરીને એ પરમાત્માના મહિમાને-પરમસામ્યરૂપ પરમમુક્તિને પામે છે." ઇત્યાદિક શ્રુતિઓથી જીવાત્માઓ કરતાં અનન્ત કલ્યાણ-ગુણગણોના એક આધારભૂત હોવાથી પોતાના અસાધારણ ગુણ-ઐશ્વર્યાદિકથી અત્યન્ત પર થકી પણ પર શ્રુતિઓમાં સંભળાય છે. માટેજ તે પરમ ઐશ્વર્યના સંબંધવાળી બુદ્ધિ પરમ પ્રેમલક્ષણા ભક્તિને ઉત્પન્ન કરે છે.। એમ, ॥ ૨-૧-૩ ॥

**બાદરાયણ આત્મૈકપરા (બુદ્ધિ માને છે.) ॥ ૨-૧-૪ ॥**

સમર્થ બાદરાયણમુનિ **આત્મૈકપરા**-ઇશ-ઇશિતવ્ય વિગેરે વિકલ્પવિભાગ સિવાયની, એટલે કે અનન્ય **આત્મપરાજ** બુદ્ધિ નિઃશ્રેયસ-પરમકલ્યાણને માટે માનેછે. ॥ ૨-૧-૪ ॥

**શાણ્ડિલ્ય (તો) શબ્દ અને ઉપપત્તિ હોવાથી બન્ને પ્રધાન બુદ્ધિ (માનેછે.) ॥ ૨-૧-૫ ॥**

સૂત્રકાર મહર્ષિ પોતાને **શાંડિલ્ય** એવા નામથી નિર્દેશ કરે છે.। બન્ને-પ્રધાન, એટલે આત્મૈકપરા નહિ.। ઇશ-ઇશિતવ્ય એવો વિભાગ તો નૈસર્ગિક-સ્વાભાવિકજ છે. આ-પરમેશ્વર સર્વના આત્મા છે, માટે સર્વેશ્વરત્વ અને આત્મત્વ એ બન્ને પ્રધાન-મુખ્ય જેમાં છે એવી બુદ્ધિ નિઃશ્રયસના સાધન તરીકે શાંડિલ્યમુનિ માને છે. શાથી? તો કે-શબ્દછે માટે. ઇશ્વરભાવ કહેવામાં અને આત્મભાવ કહેવામાં શ્રુતિઓના શબ્દ છે માટે.। ઉપપત્તિ-સ્મૃતિવાકયો પણ છે માટે.। અથવા તો-કેવળ શબ્દજ છે એમ નહિ, પરંતુ-ઉપપત્તિ-યુક્તિવાદ સાથે સ્મૃતિવચન પણ છે. કેમકે-ઇશ્વર ન હોય તે આત્માજ ન સંભવે, તેમજ-આત્મા ન હોય તે ઇશ્વર ન થઇ શકે।

(માટે-આત્મત્વ અને ઇશ્વરત્વ એ બંનેએ યુકત પરમાત્મા છે, એવી બુદ્ધિજ પરમનિઃશ્રેયસ આપનારી છે, એમ સ્વયં સૂત્રકાર શાંડિલ્યમુનિ માનેછે. માટે કેવળ ઐશ્વર્યપ્રધાન

भा-यद्वा न केवलं शब्दः, उपपत्तिश्च। न ह्यनीश्वर आत्मा। अनात्मा वा ईश्वरः ॥ २-१-५ ॥

ननु-कथमिदं युज्यते? उभयपरा बुद्धिरिति। आत्मतया विभावनं हि "त्वं वा अहमस्मि भगवो देवते! अहं वै त्वमसि भगवो देवते!" इत्युपासकादनर्थान्तरत्त्वमुपास्यस्यावलम्बते, भवतो हि मते तयोरत्यन्तवैषम्यम्, इत्याशङ्क्य समाधत्ते—

**सू० वैषम्यादसिद्धमिति चेन्नाभिज्ञानवदवैशिष्ट्यात् ॥ २-१-६ ॥**

वैषम्यात्—उपास्योपासकयोरत्यन्तवैषम्यादिष्यमाणात्। असिद्धम्-बुद्धेरुभयपरत्त्वम्। आत्मतया प्रतिपत्तिरित्येतत्। श्रुतिर्हि तां प्रतिपत्तिमहंग्रहेण निरूपयति इति चेन्न, कुतः? अवैशिष्ट्यात्-अव्यावर्त्तनात्। यश्चायमहंग्रहेणात्मत्त्वोपदेशः-"त्वं वा अहमस्मि भगवो देवते!" इत्यादिः, तेन अर्थस्य धर्मिणोऽव्यावर्त्तनात्-अन्यत्त्वेनाज्ञापनात्। देवतात्त्वेनावगतमेव हि स्वात्मतयाहमित्यभिजा-

બુદ્ધિ નિઃશ્રેયસ કરનારી છે એમ માનનાર કાશ્યપમુનિ; અને કેવળ આત્મૈકપ્રધાન બુદ્ધિ નિઃશ્રેયસ આપનારી છે એમ માનનાર **વ્યાસમુનિ**, એ બન્ને કરતાં **ઉભયપ્રધાન** બુદ્ધિ નિઃશ્રેયસ આપનારી છે એમ માનનાર સ્વયં **શાંડિલ્યમુનિ**નો મત શ્રેષ્ઠ છે એમ આ સૂત્રથી જણાવેછે. એ અભિપ્રાય છે.) ॥ ૨-૧-૫ ॥

નનુ-શંકા-" આ કેમ ઘટતું આવે? બન્નેપ્રધાન બુદ્ધિ એ.। અને આત્મભાવથી વિભાવના તો-" હે સમર્થ દેવતા! તું તે હું જ છું. હે સમર્થ દેવતા! હું તે તું જ છે." આ પ્રમાણે ઉપાસકથી અભિન્નતાજ ઉપાસ્યસ્વરૂપની જણાય છે, ત્યારે તમારા મતમાં તો તે બેનું-(ઉપાસક અને ઉપાસ્યનું) અત્યન્ત વૈષમ્ય-ભિન્નતાજ જણાય છે." આમ શંકા ઉઠાવીને તેનું સમાધાન કરે છે.—

**વૈષમ્ય હોવાથી અસિદ્ધ છે. એમ જો કહે તો કે નહિ, વ્યાવૃત્તિ નથી કરી માટે. અભિજ્ઞાનની પેઠે. ॥ ૨-૧-૬ ॥**

વૈષમ્ય છે માટે-ઉપાસ્ય અને ઉપાસકનું અત્યન્ત વૈષમ્ય ઇચ્છેલું છે માટે. અસિદ્ધ-બુદ્ધિનું ઉભયપ્રધાનપણું અસિદ્ધ છે. એટલે કે-આત્મભાવથી પ્રતિપત્તિ થાયછે એજ.।

શંકા-" શ્રુતિજ તે પ્રતિપત્તિને અહંગ્રહથી નિરૂપણ કરે છે." એમ જો કહેતા હો તો કે નહિ,। કેમ નહિ? વૈશિષ્ટ્ય નથી માટે, એટલે કે-વ્યાવૃત્તિ કરવામાં આવી નથી માટે.। જે આ-" હે સમર્થ દેવતા! તું તે હું જ છું." ઈત્યાદિક અહંગ્રહથી આત્મભાવનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તેનાથી ધર્મી પદાર્થનો વિભાગ કરવામાં આવતો નથી, એટલે કે-અન્યભાવથી જણાવવામાં નથી આવ્યો માટે.। દેવતારૂપે જાણેલા

भा- ग्राहयन्ति श्रुतयः—"आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः" "ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद" ++ ++ "सर्वं तं परादुर्योऽन्यत्रात्मनः सर्वं वेद" +++ "इदं सर्वं यदयमात्मेति" "यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्केन कं जिघ्रेत्केन कं +++ स्पृशेत्केन कं विजानीयात्" "एष ते आत्मा सर्वान्तरः" "तत्त्वमसि श्वेतकेतो !" "अहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमेवोत्तरत अहमेवेदं सर्वम्" "आत्मैवाधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदं सर्वम्" "स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवती"ति ॥ अभ्युपगच्छन्ति च तथा—"त्वं वाहमस्मि भगवो देवते ! अहं वै त्वमसि भगवो देवते !" "योऽसावसौ पुरुषः सोऽहमस्मि" इति । तस्मान्निःश्रेयसाय साक्षात्प्रभवन्ती बुद्धिरात्मैकपरैव या श्रवणमननादिनिष्पाद्येति बादरायणस्य मतमिति । काश्यपादस्य बुद्धावङ्गाङ्गिभावे च विशेषः ॥ २-१-४ ॥

नाम्ना निर्दिशतीति । शैली तु सूत्रकृतामियम्—यदात्मनो नाम्नैव निर्देशः । बादरायणपक्षे स्वस्यानभिमतांशमाह-नात्मैकपरामिति । आत्मपरत्वं त्वभिमतम्, एकशब्दव्यावर्त्यं त्वनभिमतमित्याशयः । ईशेशितव्यादिविकल्पशून्यता त्वनभिमतेति यावत् । अनभिमतौ हेतुमाह—ईशेशितव्यविभागो हीति । नैसर्गिक इति । चिदचितोर्भोक्तृभोग्यात्मनोः परमात्मानमपेक्ष्येशितव्यत्वम्, परमात्मनश्च ते अपेक्ष्येशितृत्वं नाविद्याकल्पितम्, त्रयाणामेव परमार्थतया नैसर्गिकत्वादिति भावः । आत्मा चायमिति । अयम्-यः सर्वेश्वरः आत्मा च, सर्वस्येति शेषः । सर्वमन्तः प्रविश्य नियमयन्नयं कश्चित्परमश्चेतनः । "क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः" "यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति" "विद्वान् पुण्यपापाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्" "तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमञ्च दैवतम्" "एतस्मादात्मन आकाशः सम्भूतः" "आत्मा वा इदमेक एवाग्र आसीत्" "स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा" इत्येवमादिः श्रौतः शब्दः, "ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन ! तिष्ठति" "अहमात्मा गुडाकेश ! सर्वभूताशयस्थितः" इत्येवमादिः स्मार्त्तः शब्दः । उपपत्तिशब्दस्योपबृंहणपरतामभिप्रेत्योक्तम्-स्मृतेश्चेति । अस्वारस्यादाह-यद्वेति । शब्दो ह्यनुत्पन्नेऽर्थे न प्रभवति, "यस्तर्केणानुसन्धत्ते" इति हि स्मर्यते । इत्याशङ्कां वारयन्नाह-न केवलं शब्दः, उपपत्तिश्चेति । उपपत्तिमेवाह—न हीत्यादिना । न ह्यनीश्वर इति । ईशितृत्वगुणानर्हः । यो ह्यन्तः प्रविश्य नियमयति स आत्मा, श्रावयति च श्रुतिः, "यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरमेष त आत्मान्तर्याम्यमृत" इति । उषस्तप्रश्ने च—"यत्साक्षादपरोक्षाद्ब्रह्म" "य आत्मा सर्वान्तर" इति । सर्वान्तरत्वं चान्तः प्रविश्य नियमनम् । परे ब्रह्मणि प्रवर्त्तमान आत्मशब्दो नियमनविशेषलक्षणसर्वान्तरत्वगुणयोगेनैव प्रवृत्त इति । तस्येश्वरत्वं चेदौपाधिकमात्मेति श्रौतो व्यवहारो गौणः स्यादिति भावः । अनात्मा वेति । आत्मनोऽन्यस्मिन्नीशितृत्वमनुपपन्नम्, न हि प्रभवति राजापि भृत्यं नियमयितुम्, इच्छयैव तु तद्वशगा इव ते ॥ २-१-५ ॥

भा-नाति, अहंग्रहस्य भूमिश्च स एव सर्वात्मा.। निदर्शनमाह-अभिज्ञानवदिति। यथा-"सोऽयं देवदत्त" इत्यनेन प्रत्यभिज्ञानेन तत्तयावगम्यमानोऽर्थो नेदन्तया व्यावर्त्त्यते, किन्तु-विशेषणान्तरयोगेनावबोध्यते, तथा. ॥

यद्वा-अवैशिष्ट्यात्- विशिष्टम्-प्रकारि, विशिष्टादन्यदविशिष्टम्-प्रकारः, परमात्मैव तु विशिष्टम्, यस्तु जीवात्मा स तु-अभिज्ञानवत्-अभिज्ञायते अनेन वस्तुस्वरूपमिति अभिज्ञानम्—स्वरूपनिरूपको जात्यादिरपृथक्सिद्धो धर्मः, तद्वत्. । अविशिष्टं तत्त्वमेव-प्रकारभूतं तत्त्वम्, तस्यापि परमात्मापेक्षया शरीरत्त्वात्। अविशिष्टस्य भाव अवैशिष्ट्यम्—प्रकारतैकस्वरूपत्त्वमित्येतत् । तस्मादहंग्रहस्य-अहंशब्दस्य पर्यवसानभूमिस्तु सर्वान्तरात्मा परमात्मैवेति तत्त्वं विजानतां "त्वं वा अहमस्मि भगवो देवते!" इत्ययं निर्देशो न विरुद्ध्यते ॥ २-१-६ ॥

પરમાત્માનેજ પોતાના આત્મપણે अहम्-એ હુંજ છું એમ અનુસંધાન કરે છે.। અહંગ્રહનો આધાર તો એ સર્વાત્મા પરમેશ્વરજ છે. । તેમાં દ્રષ્ટાન્ત કહે છે-અભિજ્ઞાનની પેઠે. । જેમ-"**તેજ આ દેવદત્ત**" આવા પ્રત્યભિજ્ઞાનથી तत् શબ્દના સંબંધવાળો જણાતો અર્થ इदम् શબ્દના સંબંધવાળા અર્થથી જુદો નથી પડાતો, પરંતુ-तत् શબ્દના સંબંધરૂપ એક વિશેષણ આપેલા અર્થને इदम् શબ્દના સંબંધરૂપ બીજા વિશેષણના યોગથી સમઝાવવામાં-ઓળખાવવામાં આવે છે, તેમ. ।

અથવા-અવૈશિષ્ટયનો અર્થ આમ કરવો-વિશિષ્ટ-પ્રકારી, વિશિષ્ટથી અન્ય તે અવિશિષ્ટ, એટલે પ્રકાર, હવે-પરમાત્મા તો વિશિષ્ટજ છે, અને જે જીવાત્મા તે તો-અભિજ્ઞાનવત્, જેનાથી વસ્તુસ્વરૂપ યથાર્થ સમજાય તે અભિજ્ઞાન કહેવાય, તો એવો વસ્તુસ્વરૂપ નિરૂપણ કરનારો જાત્યાદિક અપૃથકિસદ્ધ ધર્મજ છે. આ રીતે અવિશિષ્ટ[1] તત્ત્વ એજ પ્રકારભૂત-વિશેષણભૂત તત્ત્વ છે. કેમકે-તેને પણ પરમાત્માની અપેક્ષાએ શરીરપણુંજ છે માટે. । અવિશિષ્ટનો ધર્મ તે અવૈશિષ્ટ્ય, એટલે પ્રકારતા એજ એક સ્વરૂપ જેનું છે, એજ એનો ખરો અર્થ છે. । માટે આ રીતે અહંગ્રહ-અહંશબ્દની પર્યવસાનભૂમિ તો સર્વાન્તરાત્મા એવા પરમાત્માજ પોતે છે. । માટે એ રીતે તત્ત્વને વાસ્તવિકપણે જાણનારાઓને "હે સમર્થ દેવતા! તું તે હુંજ છું." આવો-(આવા પ્રકારના "तत्त्वमसि" "अहं ब्रह्मास्मि" "अयमात्मा ब्रह्म" વિગેરે સઘળા.) નિર્દેશ વિરૂદ્ધ લાગતોજ નથી. ॥ २-१-६ ॥

१-न विशिष्टम् अविशिष्टम्-એમ સમાસથી વિશિષ્ટ-પ્રકારીભૂત વસ્તુ થકી ભિન્ન એટલે બીજો પ્રકારી પદાર્થ નહિ, પરંતુ પ્રકારભૂતજ પદાર્થ જાણવો. ।

टी० कथमिदं युज्यत ? इति। ननु-कुतो न युज्यते ? स हि सर्वस्येश्वरः सर्वस्य चान्तरात्मा च। तत्राह-आत्मतयेति। आत्मपराया बुद्धेराकारं श्रुतिरुपपादयति, तदविरोधेनैव तु सा घटयितव्येति भावः

इष्यमाणादिति। भवतेष्यमाणत्वादिति यावत्। श्रुतिरिति। "त्वं वा अहमस्मी"ति श्रुतिः। अहंग्रहेण निरूपयतीति। अहंग्रहश्च प्रतिपत्तारमेवावलम्बते। तदात्मतया ततोऽन्यस्य सर्वेश्वरस्य कथमिह ग्रहणावकाश इति भावः। अवैशिष्ट्यादिति। विशिष्टम्-व्यावृत्तम्, अविशिष्टमव्यावृत्तम्, तस्य भावोऽव्यावृत्तिः, इत्यभिप्रेत्यार्थमाह-अव्यावर्त्तनादिति। अहमित्यभिजानातीति। ननु-सत्यं देवतामेवाहमित्यभिजानाति। अहंग्रहगोचरादुपासकाद्देवतायां भेदमभिमन्वानानामिदं नोपपद्यत इति हि शङ्क्यते,। इत्यत्राह-अहंग्रहभूमिश्च स एव सर्वान्तरात्मेति। भूमिः-प्रधानालम्बः। सर्वस्यात्मा-सर्वशरीरी। अयम्भावः-यावन्न वेत्ति सर्वस्य चेतनाचेतनवर्गस्य परमात्मशरीरताम्, अत एव च सर्वस्य परमात्मप्रकारतयैव सत्ताम्, तावदयं तत्तद्ग्रहैस्तत्तदर्थानेव स्वातन्त्र्येण गृह्णाति। यदा तु जात्यादिवदस्वतन्त्रतां परमात्मैकप्रकारतां वेत्ति तदा तु सर्वैरेव शब्दैः सर्वैरेव च ग्रहैः तत्तदर्थद्वारेण तमेवाभिलक्षयति, अपृथक्सिद्धप्रकारवाचिनां शब्दानां तद्ग्रहाणां च प्रकारिण्येव पर्यवसानम्। जात्यादेरिव शरीरस्याप्यपृथक्सिद्धप्रकारतयैव तु शरीरसत्ता। शरीरता च परमात्मानमपेक्ष्यास्य सर्वस्यान्तर्यामिब्राह्मणे श्रूयते—"यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यः पृथिवीमन्तरो यमयति यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरम्" "य आत्मनि तिष्ठन् आत्मनोऽन्तरो य आत्मानमन्तरो यमयति यमात्मा न वेद यस्यात्मा शरीर"मिति। तदहंग्रहेण परमात्मन एव परामर्शान्न कश्चिद्विरोध इति।

आशङ्कापरिहारे उपपत्तिस्तु अहंग्रहस्य पर्यवसानभूमिः परमात्मैवेति। अयमर्थस्तु प्रधानः, स च न सूत्राक्षरैर्लभ्यते, प्रत्यभिज्ञाया निदर्शनत्वं तु न परिहारः, तदुपष्टम्भकमाशङ्काया अपीत्यस्वारस्यं मनसि निधायाह-यद्वेति॥

इदमिहावधेयम्-नैतन्मतं बादरायणस्य-यद्ब्रह्म जीवाद्नार्थान्तरमिति, अतिपतितपारमैश्वरस्वभावं ब्रह्मेति च; यदाह स एव-"नेतरोऽनुपपत्तेः" "भेदव्यपदेशाच्च" "भेदव्यपदेशाच्चान्यः" "अनुपपत्तेस्तु न शारीरः" "कर्मकर्तृव्यपदेशाच्च" "शब्दविशेषात्" "न च स्मार्त्तमतद्धर्माभिलापाच्छारीरश्च" "उभयेऽपि हि भेदेनैनमधीयते" "विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ" "भेदव्यपदेशात्" "स्थित्यदनाभ्यां च" "इतरपरामर्शात्स इति चेन्नासम्भवात्" "अनुकृतेस्तस्य च" "सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन" "अधिकं तु भेदनिर्देशात्" इति। "जन्माद्यस्य यतः" "अत्ता चराचरग्रहणात्" "अक्षरमम्बरान्तधृतेः" "सा च प्रशासनात्" "धृतेश्चास्य महिम्नोऽस्मिन्नुपलब्धेः" "पत्यादिशब्देभ्यः" इति च। किं बहुना-तत्र तत्र जगत्कारणत्वासाधारणमैश्वर्ययोगमेव विशेषतः समर्थितवान्। तत्-जीवब्रह्मणोः स्वरूपैक्याभिप्रायेण ईशेशितव्यादिभेदस्यास्तमयमभिप्रेत्य वा नात्मैकपरां बुद्धिमाह, किन्तु-सति च परमात्मनः सर्वेश्वरत्वे आत्मत्वप्रधाना या बुद्धिः—"त्वं वाहमस्मि

भा—आत्मपरायां बुद्धौ दोषान्तरमाशङ्क्य परिहरति न चेति—

सू० न च क्लिष्टोऽनन्तरं विशेषात् ॥ २-१-७ ॥

परमात्मन्यहंग्रहो ह्यन्तर्यामितया, सा च जीवदेशमभिव्याप्यैव, तथा च शरीरसम्बन्धात्क्लेशादिदोषभाजनं परमेश्वरः स्यादिति न च वाच्यम्। अनन्तरं विशेषात्—यत्रान्तर्यामितोपपाद्यते तत्रैवानुपदं विशेषस्य क्लेशादिदोषानास्पदत्वलक्षणस्योक्तेः। "य आत्मनि तिष्ठन् आत्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरम् य आत्मानमन्तरो यमयति स त आत्मान्तर्याम्यमृत" इत्यमृतशब्देन दोषाभावो ह्युक्तः।

यद्वा—उभयोः शरीरसम्बन्धमुक्त्वानन्तरं "तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्नन्योऽभिचाकशीति" इति विशेषस्योक्तेः ॥२-१-७॥

વળી—આત્મૈકપ્રધાન બુદ્ધિ માનવામાં બીજો દોષ પણ આવે. એમ આશંકા ઉઠાવીને તેનો પરિહાર કરેછે—

ક્લેશવાળો નહિ થાય, પછીના ભાગમાં વિશેષ છે માટે. ॥ ૨-૧-૭ ॥

પરમાત્મામાં અહંગ્રહ અન્તર્યામિપણાને લીધેજ થાય છે. અને તે અન્તર્યામિપણું જીવના હૃદયપ્રદેશને અભિવ્યાપીનેજ છે. તો એ રીતે શરીરનો સમ્બન્ધ હોવાથી ( જીવગત ) ક્લેશાદિક દોષના પાત્ર પરમેશ્વર પણ થાય, એમ કેમ ન કહેવાય ?

તો કે—પરમાત્માનું જ્યાં અન્તર્યામિપણું ઉપપાદન કર્યું છે, ત્યાંજ પાછળના વાક્યમાં ક્લેશાદિક દોષના અનાસ્પદપણારૂપ વિશેષ કહેવામાં આવ્યો છે માટે. । જુઓ— "જે આત્મામાં રહેછે અને આત્માની અંદર પણ છેજ, જેને આત્મા જાણતો નથી અને આત્મા જેનું શરીર છે અને જે આત્માને અંદર રહીને નિયમન કરેછે. તે અમૃતસ્વરૂપ પરમાત્મા તારા અન્તર્યામી છે." આ પ્રમાણે અમૃત શબ્દથી દોષનો અભાવ કહ્યોછે. ।

અથવા આત્મા અને પરમાત્મા એ બન્નેને એક શરીરમાં રહેવારૂપ શરીરસમ્બન્ધ કહીને પછીના વાક્યમાં—"તે બેમાંથી એક કર્મફળને સ્વાદપૂર્વક ખાયછે—અનુભવેછે. અને બીજો—પરમાત્મા કર્મફળ નહિ ભોગવતાં જોયા[1] કરે છે" એમ જીવાત્મા કરતાં પરમાત્મામાં વિશેષ કહેવામાં આવ્યો છે માટે. ॥ ૨-૧-૭ ॥

નનુ—શંકા, જો માયિક ક્લેશાદિક માયાતીત-પરમાત્મામાં ન હોય, તો ઐશ્વર્યપણ તેમજ સમઝવું—એટલે કે નજ હોય. એમ આશંકા ઉઠાવીને તેનું નિરાકરણરૂપ સમાધાન કરે છે—

૧—સાક્ષીરૂપે.

भा० ननु—यदि मायिकाः क्लेशादयो मायातीते न सन्ति तदैश्वर्यमपि तथैव भवत्वित्याशङ्क्य निराकरोति—ऐश्वर्यमिति ॥

**सू० ऐश्वर्यमपि तथेति चेन्न तस्य स्वाभाव्यात् ॥२-१-८॥**

जगत्कर्तृत्त्वादिलक्षणमैश्वर्यमपि मायायोगोपाधिकमतः क्लेशादिवत्तदपि मास्त्विति चेन्न । तस्य जगत्कर्तृत्त्वसर्वनियन्तृत्त्वादिलक्षणस्यैश्वर्यस्येश्वरे, स्वाभाव्यात्—वह्नेरुष्णत्त्ववज्जलस्य शीतत्त्ववत् पृथिव्या गन्धवत्त्ववत्परमात्मन्यैश्वर्यं स्वभावसिद्धमेव ।"यः सर्वज्ञः सर्ववित्" "परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च" "भीषास्माद्वातः पवते" "यतो वा इमानि भूतानि जायन्ते" इत्यादिभिः श्रुतिभिरैश्वर्यं स्वाभाविकत्त्वेन प्रतिपाद्यत इति तस्य स्वाभाविकत्त्वान्न कदापि बाध इत्यर्थः ॥ २-१-८ ॥

ननु—परमात्मन्यैश्वर्यमिव जीवे क्लेशादयः स्वाभाविकाः किं ? न स्युरिति चेत्तत्राह—अप्रतिषिद्धमिति ।

**सू० अप्रतिषिद्धं परैश्वर्यं तद्भावान्न चैवमितरेषाम् ॥ २-१-९ ॥**

---

**ઐશ્વર્ય પણ તેમજ ( જાણવું. ) એમ જો કહેતા હો તો કે નહિ, તેનું સ્વાભાવિકપણું-સ્વભાવસિદ્ધપણું છે. માટે. ॥૨-૧-૮॥**

જગત્કર્તૃત્વાદિક લક્ષણ ઐશ્વર્ય પણ માયાના યોગરૂપ ઉપાધિથી થયેલું છે, માટે ક્લેશાદિકની પેઠે તે પણ ન હોય, એમ જો કહેતા હો તો કે નહિ, તે જગત્કર્તૃત્વ અને અને સર્વનિયન્તૃત્વ વિગેરે રૂપ ઐશ્વર્યનું ઈશ્વરને વિષે સ્વાભાવિકપણું છે માટે. । જેમ-અગ્નિનું ઉષ્ણત્વ, જળનું શીતત્વ અને પૃથ્વીનું ગન્ધવત્વ, એ સહજસિદ્ધ છે, તેજ પ્રમાણે પરમાત્મામાં ઐશ્વર્ય સ્વભાવસિદ્ધજ છે. । " જે સર્વજ્ઞ અને સર્વવિત્ છે." " આ પરમેશ્વરની જ્ઞાન, બળ અને ક્રિયા વિગેરે વિવિધ પ્રકારનીજ સ્વાભાવિકી પરા શક્તિ સાંભળવામાં આવે છે." " આના ભયથી વાયુ વાય છે." " જેનાથી આ સઘળાં ભૂત ઉત્પન્ન થાય છે." । ઈત્યાદિક શ્રુતિઓથી ઐશ્વર્ય સ્વાભાવિકપણેજ પ્રતિપાદન કરવામાં આવે છે, માટે તે ઐશ્વર્યનું સ્વભાવસિદ્ધપણું છે માટે કદાપિ બાધ થાયજ નહિ એ અર્થ છે. ॥ ૨-૧-૮ ॥

નનુ—શંકા, " પરમાત્માને વિષે ઐશ્વર્યજ જેમ, એમ જીવને વિષે ક્લેશાદિક સ્વાભાવિક કેમ ન હોય ? " એમ જો કહે તો તેમાં કહે છે—

**પરમેશ્વરનું ઐશ્વર્ય સ્વાભાવિક હોવાથી નિષેધ નથી કર્યું. અને બીજાઓનું (જીવાત્માઓનું) એમ નથી. ॥ ૨-૧-૯ ॥**

टी-भगवो देवते ! अहं वै त्वमसि भगवो देवते !" इत्यहंग्रहलक्षणा, तस्या एव निःश्रेयसेऽन्तरङ्गोपायतामभिप्रेत्यात्मैकपरां बुद्धिमाह-आत्मैव-आत्मानन्यतयेत्येतत् परः प्रधानो विषयो यस्या बुद्धेस्ताम् । इममेवाशयमभिसन्धायाह-"आत्मैकपरां बादरायण" इति । स्वमतमाह-उभयपरामिति । नायं नियमः-अहंग्रहेणोपासनमेव निःश्रेयसेऽन्तरङ्गमिति, न चायं नियमः-अहंग्रहानयबुद्धायाः पारमैश्वर्यप्रधानावलम्बाया एवान्तरङ्गोपायतेति, किन्तु—उभयपराम्-आत्मैकपराम्[1]-ऐश्वर्यपरां च विकल्पेन शाण्डिल्यो मन्यते । उत्तरसूत्रं तु यथाव्याख्यातमिति । परव्याख्यानमनुसृत्य वेदम् ॥ अस्तु वा महर्षिरयं बादरायणस्य मतं तथा मन्यत इति । बोधायनप्रभृतिभिर्महर्षिभिः सूत्रं व्याचक्षाणैर्बादरायणस्य मतमखिलान्तर्यामिणा सर्वेश्वरेण चेतनाचेतनप्रपञ्चस्यैकात्म्यमेवेति प्रकटितं नाम ॥२—१-६॥

आत्मपरायामिति—अहंग्रहेण बुद्धावित्येतत् ।

परमात्मन्यहंग्रहो हीति । उपास्ये सर्वान्तरात्मनि सर्वेश्वरे " त्वं वै अहमस्मि भगवो देवते ! अहं वै त्वमसि भगवो देवत !" इत्यहंग्रहो हि । अन्तर्यामितयेति । अहमर्थस्य प्रत्यगात्मनोऽप्यन्तर्यामितया । पर्यवस्यतीति शेषः । सा च जीवदेशमभिव्याप्यैवेति । जीवस्य यो देशो हृदयलक्षणः, तमभिव्याप्यैव । जीवे निरवयवेऽन्तःप्रवेशाश्रयमेव, अन्तः प्रविश्य नियमनमेव तु शरीरशरीरिभावलक्षणम् " य आत्मनि तिष्ठनि"त्यादिना श्राव्यते च । " य आत्मानमन्तरो यमयति " इत्येनैव विशेषसिद्धेः अनन्तरमित्यस्वरसमित्यभिप्रेत्य यद्वेत्याह-॥ २-१-७ ॥

मायिकाः—माया-त्रिगुणात्मिका विचित्रकार्यकरी, तत्संसर्गप्रभवा मायिकाः । तथैव भवत्विति ।.यत्सुखदुःखादिक्लेशजातं तज्जीवस्य मायासंसर्गकृतमिति न परमात्मनि चेत्सम्बद्ध्यते तथैव ऐश्वर्यमपि मायानियमनलक्षणोपाधिकृतमिति न तत्परमात्मनः स्वतः स्वरूपे इति तेनैश्वर्येण तस्योपासनमप्यवरमित्याशयः ॥

वह्लेरित्यादि । अयम्भावः-सत्यम् मायायोगेनैव भवति नाम सृष्टिः, कोऽसौ योगः ? इति विवेच्यम्, न जीवस्येवास्य तयावरणम्, किन्तु तस्या नियमनम्, तच्च श्रूयते-" हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे करवाणी"ति । नियमनं नामरूपव्याकरणञ्च महत्स्वातन्त्र्यम्, " तदैक्षत बहु स्यां प्रजायेये"ति सङ्कल्पश्च तथा । सर्वज्ञस्य परमात्मनः सङ्कल्पविशेषाश्च सहजा एव. तदस्थाने मायोपाधिकत्ववादारम्भ इति । ऐश्वर्यस्य स्वाभाविकत्वे श्रुतीर्निदर्शयति —" य " इत्यादि ॥ २—१—८ ॥

गुणाधिष्ठानवैलक्षण्यनिबन्धनस्य सृष्ट्यादिकारणत्वस्य स्वाभाविकत्वे गुणावरणपरम्यनिबन्धनस्य सुखदुःखादेरपि कुतो न स्वाभाविकता ? धर्मिस्वरूपे सम्बद्धत्वस्योभयत्राविशेषादित्याशयेनाशङ्कते—नन्वित्यादिना ॥

नन्वप्रतिषेधे गमके तद्गम्यस्य स्वाभाविकत्वस्य तद्भावादिति कथं हेतुतया निर्देश इति शङ्कां परिहरन्नाशयमाह-यत इत्यादिना । चस्त्वर्थ इत्याशयेनाह-न त्वेवमिति ।

---

१ प्रत्येकमभिप्रेत्येदम् ।

भा-परस्य-ईश्वरस्य, ऐश्वर्यम्-जगत्कर्तृत्वतन्नियन्तृत्वलक्षणम्, अप्रतिषिद्धम्। तद्भावात्—तस्य-जगत्कर्तृत्वादिलक्षणैश्वर्यस्य, भावात्-स्वाभाविकत्त्वादित्येतत्। यतः स्वाभाविकमैश्वर्यमत एव श्रुतिषु क्वापि न तत्प्रतिषेध इति यावत्। न चैवमितरेषाम्—न त्वेवं जीवानाम्, जीवानां क्लेशादयस्तु नैवमप्रतिषिद्धाः प्रत्युत प्रतिषिद्धा एव ॥

यद्वा—ननु—क्लेशादय इव जीवस्य, ऐश्वर्यमपि परस्य ब्रह्मण औपाधिकमेव, यत्प्रतिषिध्यते ऐश्वर्यम् "अथात आदेशो नेति ने"त्याशङ्कायामाह—अप्रतिषिद्धमिति। परस्य ब्रह्मण ऐश्वर्यमप्रतिषिद्धम्, कुत अवगम्यते? तद्भावात्-तस्य-ऐश्वर्यस्यैव नेति नेतीतिवाक्यानन्तरं भावात्-बोधनात्। "अथ नामधेयं सत्यस्य सत्यं प्राणा वै सत्यं तेषामेष सत्य" मित्यैश्वर्यस्यैवावबोधनात्पूर्ववाक्यस्य नैश्वर्यप्रतिषेधपरता युक्ता, किन्तु पूर्वेण रूपानिरूपणेन यदाशङ्क्यमानं परिच्छिन्नत्वं तत्प्रतिषेधपरतैव तस्य वाक्यस्य समु-

પરનું-ઇશ્વરનું, ઐશ્વર્ય-જગત્કર્તૃત્વ અને તન્નિયન્તૃત્વરૂપ, નિષેધ કર્યું નથી, કારણ કે-તે જગત્કર્તૃત્વાદિક ઐશ્વર્યનો ભાવ-સ્વાભાવિકપણું છે માટેજ. । જે કારણથી (પરમેશ્વરનું) સ્વાભાવિકજ ઐશ્વર્ય છે, એ હેતુ માટેજ શ્રુતિઓમાં ક્યાંઇ પણ તે ઐશ્વર્યનો પ્રતિષેધ નથી, એજ એનો અર્થ છે. । બીજાઓનું-(જીવાત્માઓનું) તો એમ નથી. । જીવાત્માઓના ક્લેશાદિક તો એ પ્રમાણે નિષેધ નથી કર્યા એમ નહિ, પણ નિષેધ કર્યાજ છે. ।

અથવા-નનુ-શંકા, "જીવાત્માને કલેશાદિકજ જેમ, એમ પરબ્રહ્મનું ઐશ્વર્ય પણ ઉપાધિકૃતજ છે, કે જે ઐશ્વર્યનો-"હવે અહીંથી ઉપદેશ કે 'नेति नेति' એમ નહિ. એમ નહિ," એમ પ્રતિષેધ કરવામાં આવ્યો છે. ।

એ આશંકાના સમાધાનમાં કહે છે-"अप्रतिषिद्धमिति" પરબ્રહ્મનું ઐશ્વર્ય નિષેધ નથી કર્યું, શાથી જણાય? "तद्भावात्" તે ઐશ્વર્યનોજ नेति नेति એ વાક્ય પછી ઉપદેશ જણાવવામાં આવ્યો છે-। "હવે (બ્રહ્મનું) નામ. સત્યનું સત્ય, પ્રાણીઓ બધા સત્ય છે, તેમનો એ-બ્રહ્મ સત્ય છે." એ રીતે ઐશ્વર્યનુંજ અવબોધન થાય છે માટે એનાથી પહેલા વાક્યની ઐશ્વર્યનિષેધપરતા કહેવી તે કોઇ રીતે યોગ્ય નથી. પરંતુ-પ્રથમ કરેલા રૂપનિરૂપણથી પરિચ્છિન્નપણું જે આશંકા કરવામાં આવતું હતું તેનો નિષેધ કરવામાંજ પ્રધાનતા તે વાક્યની સર્વ પ્રકારે ઉચિત છે. આજ અર્થને

भा–चिता। इममेव चार्थं बादरायणोऽप्याह–" प्रकृतैतावत्"दित्यनेन। इतरेषाम्—जीवानां नैवमप्रतिषेधः, किन्तु प्रतिषेध एवेति न जीवक्लेशं दृष्टान्तीकृत्याशङ्काप्रसरणगन्धोऽपीति ॥ २–१–९ ॥

नन्वस्तु परस्य ब्रह्मण ऐश्वर्यम्, अथापि न तन्नित्यम्। ऐश्वर्यं हि ईशितव्यसापेक्षम्। सर्वेषां जीवानां मुक्तौ नावशिष्यते किञ्चिदीशितव्यम् इत्याशङ्क्य प्रतिविधत्ते–सर्वेति ॥

सू० सर्वामृते किमिति चेन्नैवम् ॥ २–१–१० ॥

सर्वेषामैश्वर्यनिरूपकानां जीवानाममृतत्त्वे सन्ति क्षित्यादीनामप्यनवस्थानात्किमैश्वर्यम्? विद्यमानमपि न किञ्चित्–अविद्यमानमिव भवेदिति चेत्।

नैवम्—एवं न–सर्वेषां मोक्ष इत्येवं न। सर्वामृतत्त्वमित्येतदेवासम्भवतीति यावत्। नेहोपपादकमुपदेष्टव्यम्। अनाद्यनन्तो ह्ययं भवप्रवाहः प्रथितः ॥ २—१—१० ॥

---

બાદરાયણમુનિ પણ કહે છે–" प्रकृतैतावत्" એ સૂત્રવાક્યથી. । " इतरेषाम्" જીવાત્માઓને એમ અપ્રતિષેધ નથી, પરંતુ–પ્રતિષેધજ છે, માટે જીવાત્માઓના ક્લેશને દ્રષ્ટાન્ત કરીને આશંકાના પ્રવેશનો ગન્ધ પણ નથી. ॥ ૨–૧–૯ ॥

નનુ–અર્ધ અંગીકાર, ભલે પરબ્રહ્મનું ઐશ્વર્ય છે એમ માનો !। તો પણ તે ઐશ્વર્ય નિત્ય તો નથીજ. । કેમ કે–ઐશ્વર્ય બધું ઇશિતવ્ય વર્ગની અપેક્ષાવાળું છે. બધા જીવાત્માઓની મુક્તિ થયા પછી કંઇ પણ ઇશિતવ્ય બાકી રહેતું નથી. । એમ આશંકા લાવીને સમાધાન કરે છે—

સર્વની મુક્તિ થયે શું ? એમ જો કહે તો કે નહિ,
એમ થતુંજ નથી. ॥ ૨–૧–૧૦ ॥

જેને લીધે ( પરમેશ્વરનું ) ઐશ્વર્ય નિરૂપણ કરાય છે એવા સર્વ જીવાત્માઓની મુક્તિ થયા પછી પૃથ્વી વિગેરે પણ નથી રહેતું, તો (તે વખતે) ઐશ્વર્ય શું કહેવાય ? હોય તો પણ કંઇ નહિ, નહિ જેવુંજ કહેવાય, એમ જો કહેતા હો તો કે–એમ નહિ, એમ બનેજ નહિ, સર્વનો મોક્ષ થાય એમ તો બનેજ નહિ. । સર્વની મુક્તિ થઇ જાય એ વાતજ સંભવે નહિ, એજ એનો ખરો અર્થ છે. ।આમાં કાંઇ ઉપપાદક–સમઝાવવાનું હોયજ નહિ, કેમ કે–આ ભવપ્રવાહ આદિ અન્ત સિવાયનોજ પ્રસરેલો છે. ।

(બીજાંકુર–ન્યાયે સતત ચાલુજ હોવાથી એ કયારે ઉત્પન્ન થયો અને કયારે થઇ રહેશે એ કહેવાય એવુંજ નથી. માટે પરમેશ્વરનું ઐશ્વર્ય પણ સદા સર્વથા સહજ સિદ્ધપણે અખંડિતજ–ચાલુજ રહે. એ અભિપ્રાય છે. ) ॥ ૨–૧–૧૦ ॥

टी-प्रकरणानुगुण्यसिद्धमर्थं योजयन्नाह-क्लेशादयस्तु नैवमिति। यत्तु गुणाधिष्ठानमीश्वरस्य, यच्च त्रिगुणयवनिकावरणं जीवस्य, तन्मिथोऽत्यन्तं विषमम्। पूर्वं त्वैश्वर्यमावहति, अपरं त्वनीशताम्। गम्यते च तदिदं वैषम्यं सूत्रस्थेन चशब्देन।

प्रकारान्तरेण सूत्रं व्याचष्टे—यद्वेति। यत्प्रतिपिद्धयत ऐश्वर्यमितीति। "द्वे वाव ब्रह्मणो रूपे मूर्त्तं चामूर्त्तमेव च" इत्यादिना काल्पनिकमौपाधिकं वा ऐश्वरं रूपं व्यावहारिकधर्मेणोपदिश्य पारमार्थिकेन स्वरूपेण ब्रह्मोपदेष्टुं प्रवृत्ता श्रुतिः पूर्वप्रस्तुतं तदेवैश्वरं रूपं प्रतिषेधति-" अथात आदेशो नेति नेती " त्यादिनेति भावः। भावादित्यस्य तात्पर्यवृत्तिगम्यमर्थमाह-बोधनादिति। वाक्येऽर्थस्य सत्ता हि बोध्यबोधकसम्बन्धेन। ततस्तात्पर्यवृत्त्या गम्यते बोधनादिति। ऐश्वर्यस्यैवावबोधनादिति। प्राणाः-जीवात्मानः, ते ह्यविकारितया कालत्रयेऽप्येकस्वरूपतया सत्यमित्युच्यन्ते। तेषामप्येष परमात्मा सत्यम्-तत्सत्ताधायकत्वात्। तथा च जीवान्तर्यामितालक्षणमैश्वर्यमेवोत्तरवाक्येनोक्तं भवतीति भावः। यद्येवं नेतीति वचनं कथं नीयत ? इत्यत आह-किन्त्विति। अस्यैवार्थस्य भगवद्बादरायणाभिमततामाह-इममेवेति ॥ २-१-९.॥

नित्यमिति। सार्वकालिकमित्यर्थः। नावशिष्यते किञ्चिदिति। सर्गस्य जीवप्रारब्धाधीनतया सकलजीवकर्मप्रणाशे जगदसम्भवादिति भावः।

क्षित्यादीनामपीति। अपिर्भिन्नक्रमः। क्षित्यादीनामनवस्थानादपीत्यन्वयः। अपिना मुक्तानां ब्रह्मभावापत्तिः समुच्चीयते। चिदचिदुभयात्मकेऽस्मिन् प्रपञ्चे चेतनानां सर्वेषामेव मुक्तौ ब्रह्मभावाद्य तदपेक्षया ऐश्वर्यमिति गम्यते। क्षित्यादीनामनवस्थानादित्यनेनाचेतनवर्गापेक्षयाप्यैश्वर्यासम्भवप्रसङ्ग इत्यर्थः। किमैश्वर्यमिति। किमिति प्रतिक्षेपे, ऐश्वर्यं दुर्घटमिति भावः। ऐश्वर्यस्य नियामकतालक्षणस्य नियाम्यसापेक्षतया नियाम्याप्रसिद्धौ नियामकता क्व स्यादिति भावः। ननु-यथा वह्नेर्दाह्यासन्निधानत्वेऽपि दाहजननशक्तिलक्षणं दाहसामर्थ्यमनपायं, तथा ईशितव्यासन्निधानमात्रेण ईशनशक्तिलक्षणमीशितृत्वं कुतो न स्यादित्यत आह-विद्यमानमपि न किञ्चिदिति, अकार्यकरमित्येतत्। यदि पुनर्नियमनस्य प्रसङ्गे घटेत सा वा शक्तिः स्वीकार्या। स चेन्न, शक्तिरूपा वा सा वर्त्तत इत्यत्र न किञ्चित्प्रमाणमिति भावः।

सर्वामृतत्वं यदि स्यात्तदा घटेतेयमाशङ्क्या, असम्भावितं ह्येतत्। तदाशङ्क्य नावतरतीत्याशयेन व्याचष्टे नैवमिति। इति चेन्नेत्येतावतैव निषेधे सिद्धे एवमित्यधिकनिर्देशस्य तात्पर्यं गमयन्नन्वयमुखेन निर्दिशति-एवं नेति। ननु सर्वामृतत्वासम्भवे हेतुर्नोक्त इत्यत्राह-नेहेति। सति हि सर्वामृतत्वसम्भावनाप्रसङ्गे तदभावसाधनाय हेतुरन्वेष्टव्यो भवेत्, तदवसर एव नास्तीति किमुपपादकान्वेषणेनेति भावः। इदमेवाधिकनिर्देशस्वारस्यम्। अनवसरमेवोपपादयति-अनाद्यनन्तो ह्ययमिति। भवप्रवाह इति। चिदचिन्मिश्रप्रपञ्चलक्षणोऽयं भवः प्रवाहतो ह्यनादिरनन्तश्चेति यावत्। अयम्भावः-श्रुतीनामनादिनिधनत्वमिच्छतां सर्वेषामेव वेदान्तिनां श्रुतेरर्थानपेतत्वपरिहारायार्थानां प्रवाहतोऽनादिनिधनत्वमभिमतमेवेति न सर्वामृतत्वसम्भावनावसर इति॥ २—१—१०॥

भा–इतश्चैश्वर्यं नित्यमित्याह–बुद्धीति ॥

## सू० बुद्ध्यानन्त्यात् ॥ २–१–११ ॥

न च मुक्तौ जीवात्मनां परब्रह्मभावः, अपि तु बुद्धेः–ज्ञानस्यानन्त्यमात्रम् । कर्मणा सङ्कुचितमस्य ज्ञानं सङ्कोचककर्मापाये परितो निरवधि प्रसरति नाम । तदयं सर्वज्ञत्वादिभिः परमं साम्यमुपैति । तत् तान्मुक्तान्प्रत्यस्त्येवास्यैश्वर्यम् ॥

" सर्वामृतत्त्वे किमिति चेन्नैवं बुद्ध्यानन्त्या"दि त्येकमेव वा सूत्रम् । किमित्यन्तस्य पूर्वपक्षग्रन्थस्य स एवाशयः । नैवमित्यादेस्तु

આથી પણ ઐશ્વર્ય નિત્ય છે, એમ કહે છે–

**( મુક્તિદશામાં ) જ્ઞાનનોજ વિકાસમાત્ર છે માટે. ॥ ૨–૧–૧૧ ॥**

મુક્તિદશામાં જીવાત્માઓને કાંઇ પરબ્રહ્મભાવ થઇ જતો નથી, પરંતુ–બુદ્ધિનું–જ્ઞાનનુંજ આનન્ત્યમાત્ર–વિકાસમાત્રજ થાય છે. । કર્મથી સંકોચ પામેલું એ જીવાત્માનું જ્ઞાન સંકોચ પમાડનાર કર્મનો અપાય–વિનાશ થયેથી ચોતરફ નિરવધિકપણે પ્રસરે છેજ. । અને તેથી આ જીવાત્મા સર્વજ્ઞત્વાદિક ગુણોથી પરમાત્માની સાથે પરમ સામ્ય પામેછે. તો આ રીતે તે મુક્તોના પ્રત્યે પણ ( ઇશ્વરનું ) ઐશ્વર્ય છેજ–સર્વદા–નિત્યસિદ્ધ છેજ.

( આ સમાધાન સર્વની મુક્તિ માનીને આપેલું છે. । અને " स चानन्त्याय कल्पते " આ શ્રુતિ જીવાત્માને મુક્તિદશામાં જ્ઞાનનો વિકાસજ ચોકખાળીને કહે છે. । વળી–" परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते " આ શ્રુતિ તો પરમાત્માને પામ્યા પછી સ્વસ્વરૂપના આવિર્ભાવરૂપ મૂળ–અસલ સ્થિતિ જીવાત્માને મળે છે, એમજ સ્પષ્ટ જણાવે છે. । અને " मुक्तिर्हित्वान्यथा रूपं स्वरूपेण व्यवस्थितिः ". એ મુક્તિસ્વરૂપનું વર્ણન પણ આ ઉપરની શ્રુતિઓનો આમ અર્થ કરવાથીજ, બરોબર બંધબેસતો આવે છે.

જેમ સુવર્ણને અગ્નિમાં શુદ્ધ કરતાં તેની અન્તિમ સ્થિતિ સોળવલ્લા કંચન પર્યંતની થાય અને તે પછી તેમાં કોઇ જાતનો હેયાંશ અવશેષ ન રહે એ એનું કુન્દન–અવસ્થારૂપ મૂળ–અસલ સ્વરૂપ કહેવાય, તેમ જીવાત્માને પણ પરમાત્મોપાસના કરતાં કરતાં સ્વસ્વરૂપના આવિર્ભાવપૂર્વક પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્ અનુભવ થાય એજ મુક્તિ–અન્તિમ સ્વસ્વરૂપસ્થિતિ છે. । અને "निरञ्जनः परमं साम्यमुपैति" એ શ્રુતિ તો મુક્તિદશામાં જીવાત્માને પરમાત્માની સાથે પરમ સામ્યભાવ પ્રાપ્ત થાયછે, એમ સ્પષ્ટ પોકારીને કહે છે. । વળી કીટભ્રમરનું દ્રષ્ટાંત પણ આ સામ્યાપત્તિરૂપ મુક્તિ-

भा-विशेप उच्यते-नैवम्--ऐश्वर्यं नेत्येतत् न, मुक्तानां बुद्ध्यानन्त्यमात्रात्, परब्रह्मभावाभावादित्यर्थः। मुक्त्यवस्थायामपि चेतनानां तदेकनियाम्यत्त्वादस्त्येवैश्वर्यम्।

किञ्च--सर्वेपाममृतत्त्वमित्यपि न सम्भवति, बुद्ध्यानन्त्यात्। अत्र बुद्धिशब्देन प्रकृतेर्विकारो महदादिवर्गो लक्ष्यते, लक्ष्यते च बुद्धिविशिष्टो जीवः, तेपामानन्त्यादित्यर्थः। यान्यण्डानि प्रकृतेर्विकारभूतानि, ये च तत्र संसरन्तो बुद्धिवैचित्र्यमापन्ना जीवाः, तेपामसङ्ख्यत्त्वान्न सर्वामृतत्त्वसम्भावनाप्रसङ्ग इति यावत्।

---

સ્વરૂપને સમઝાવવામાં જેવું સર્વાંશે બંધ બેસે છે, તેના શતાંશે પણ ઐક્યાપત્તિરૂપ કૈવલ્યમુક્તિને સરખાવવામાં કે સમઝાવવામાં બીલકુલ બંધ બેસતુંજ નથી.। કેમકે-જે કીટ જે ભ્રમરીનું ધ્યાન કરે છે તે કીટ તે ભ્રમરી રૂપે પોતે થતો નથી, પણ તેના સર્વાંશે સામ્યભાવને પામીને તેના જેવીજ બીજીજ નવીજ ભ્રમરી બને છે.। માટે આ " कीटभ्रमर " દ્રષ્ટાન્ત ધ્યાનનો પ્રભાવ અને ધ્યેયસ્વરૂપની સાથે સામ્યભાવ બતાવવા માટેજ ગ્રન્થકારોએ ગ્રહણ કરેલું છે. તો એ રીતે એનો મૂળ ઉદ્દેશ સમઝાઈ જાય તો પછી દ્રષ્ટાન્તના ઉપર ઉપરના દેખાતા અર્થોની ખેંચાખેંચમાં બુદ્ધિવાદનો આગ્રહ રહેજ નહિ એ દેખીતું છે. )

અથવા-"સર્વની મુક્તિ થઇ જાય તો શું? એમ તો કે નહિ, બુદ્ધિનું-જ્ઞાનનુંજ આનન્ત્ય-વિકાસમાત્ર છે માટે." આમ આખું એકજ સૂત્ર માનવું. તેમાં "किमिति" એ પદ સુધીના પૂર્વપક્ષસૂત્રનો આશય તો પૂર્વે કહ્યો એજ છે. " नवम " ઇત્યાદિક પદોનો વિશેષ બતાવે છે-" नवम् " પરમેશ્વરનું ઐશ્વર્ય નથી એમ નહિ, કેમકે-મુક્ત થયેલા આત્માઓની બુદ્ધિનોજ વિકાસમાત્ર છે માટે.। એટલે કે-પરબ્રહ્મની સાથે એકમેક થઇ જવાનો અભાવ છે માટે એ અર્થ છે.। મુક્તિદશામાં પણ ચેતન-આત્માઓને તદેકનિયામ્યતા હોવાથી ઐશ્વર્ય છેજ.।

વળી-બધાઓની મુક્તિ થાય એ પણ સંભવતું નથી, બુદ્ધિનું આનન્ત્ય છે માટે.। અહીંઆં બુદ્ધિ-શબ્દથી પ્રકૃતિના વિકારભૂત મહત્તત્ત્વ વિગેરેનો સમુદાય લક્ષ્ય કરાય છે, તેમજ બુદ્ધિવિશિષ્ટ જીવ પણ લક્ષ્ય કરાય છે.। તેમનું (મહત્તત્ત્વાદિકનું અને જીવોનું ) અનન્તપણું છે માટે.। પ્રકૃતિનાં વિકારભૂત જે અંડો-બ્રહ્માણ્ડો અને તેમાં સંસૃતિ પામતા બુદ્ધિવૈચિત્ર્યને પામેલા જે જીવાત્માઓ, તેમનું અસંખ્યપણું હોવાથી સર્વની મુક્તિ થવાની સંભાવનાનો પ્રસંગજ નથી એજ અર્થ છે.। વળી-બ્રહ્માણ્ડોનું અને તેમાં રહેલા જીવાત્માઓનું અનન્તપણું-અસંખ્યાતપણું સ્મૃતિઓમાં કહેલું છે-" મહત્તત્ત્વાદિક સોળ વિકારોએ યુક્ત આ અણ્ડકોશ બહારથી પચાશ કરોડ યોજનના

भा-तथा चाण्डानां तद्गतजीवानां चानन्त्यं स्मर्यते-"विकारैः सहितो युक्तैर्विशेपादिभिरावृतः। आण्डकोशो बहिरयं पञ्चाशत्कोटिविस्तृतः॥ दशोत्तराधिकैर्यत्र प्रविष्टः परमाणुवत्। लक्ष्यतेऽन्तर्गताश्चान्ये कोटिशो ह्यण्डराशयः॥ तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम्। विष्णोर्धाम परं साक्षात् पुरुषस्य महात्मनः"॥ इति श्रीमद्भागवते तृतीयस्कन्धे। "यत्र पतत्यणुकल्पः सहाण्डकोटिकोटिभिः। तदनन्त" इति षष्ठस्कन्धे। "क्वाहं तमोमहदहंखचराग्निवार्भूसंवेष्टिताण्डघटसप्तवितस्तिकायः। क्वेदृग्विधाविगणिताण्डपराणुचर्यावाताध्वरोमविवरस्य च ते महित्वम्"॥ इति दशमस्कन्धे॥ "द्युपतय

---

વિસ્તારવાળો છે. । અને તે ઉત્તરોત્તર-એક-બીજાથી દશ-ગણાં મોટાં પૃથ્વી આદિક આઠ આવરણભૂત તત્ત્વોથી વીંટાયેલો હોઇને, જેના રોમછિદ્રમાં પ્રવેશ કરતો પરમાણુ જેવો જણાય છે. । આવી બીજી અણ્ડકોશોની કરોડો કરોડ રાશિઓ-સમૂહો પણ જેની અંદર રહેલી છે અને તે પણ પરમાણુ જેવીજ જણાય છે, તે **અક્ષર બ્રહ્મ** એમ કહેવાય છે અને તે સર્વ કારણનું પણ કારણ છે. આવું અક્ષર બ્રહ્મ સાક્ષાત્ પરમ પુરૂષ મહાત્મા વિષ્ણુ ભગવાનનું પરમ ધામ છે."। આ પ્રમાણે શ્રીમદ્ભાગવત-તૃતીય સ્કંધમાં કહ્યું છે.। "જેમાં બ્રહ્માંડોની કોટિઓને કોટિઓ અણુની માફક પડે છે-ઉડયા કરે છે, તે અનન્ત...છે."। એમ ષષ્ઠ સ્કંધમાં કહેલું છે.। "પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, એ આઠ આવરણોથી વીંટાયેલા બ્રહ્માંડ રૂપ ઘડાની અંદર સાત વેંતના શરીરવાળો હું ક્યાં? અને આવાં અગણિત બ્રહ્માંડો રૂપ પરમાણુઓને ફરવાના માર્ગરૂપ રોમવિવરો જેમના છે એવા આપનો મહિમા ક્યાં?।" આ પ્રમાણે દશમ સ્કંધમાં બ્રહ્માએ ભગવાનને સાક્ષાત્ કહેલું છે । સ્વરૂપ, સ્વભાવ અને વિભૂતિથી આપ અનંત-અપાર હોવાથી સ્વર્ગાદિકના આધકાતા બ્રહ્માદિક દેવો પણ તમારા મહિમાના પારને પામતાજ નથી. એટલુંજ નહિ પણ આપ પોતે પણ આપના મહિમાના પારને પામતા નથી. ( એટલે કે આપનામાં એટલું અજ્ઞાન છે એમ નહિ, પરંતુ-આપનો મહિમા **અપાર** છે માટે અપારનો પાર નજ પમાય એ અભિપ્રાય છે.। જેમ કે-સમુદ્ર અગાધ કહેવાય છે તો તેનો ગાધ-તળ અથવા અંત કેમ હાથ આવે? અને જો ગાધ આવે તો તે અગાધ ન કહેવાય, માટે જે વસ્તુ જેવી હોય તે વસ્તુને તેવીજ જાણવી એનુંજ નામ જ્ઞાન, માટે આપ સર્વજ્ઞત્વાદિક કલ્યાણગુણોથી ભરપૂર છો એમાં કોઇ જાતનો વિવાદ કે વિરોધ છેજ નહિ.) કે-જે આપના સ્વરૂપમાં-(શરીરભૂત અક્ષર-ચિદાકાશમાં ) પૃથ્વી આદિક અષ્ટ આવરણવાળાં બ્રહ્માણ્ડોના સમૂહો વાયુએ ઉડાવેલા રજઃકણો આકાશમાંજ જેમ, એમ એક સાથેજ અખંડ ઉડયા કરે છે અને આખરે

टी-इतश्च-वक्ष्यमाणाद्धेतोरपि।

अभ्युपगम्य सर्वामृतत्वं परिहरत्याशङ्कां न चेत्यादिना। प्रसरतीति "स चानन्त्याय कल्पते" इति श्रुतेरिति भावः। सर्वज्ञत्वादीति आदिशब्दादपहतपाप्मत्वादेः परिग्रहः।

विशेषः—अर्थविशेषः। बुद्ध्यानन्त्यादित्यस्यावृत्त्या बोधनविवक्षयाह-किञ्चेति। बुद्धिशब्दस्य मुख्यार्थेऽनुपपत्तिमभिप्रेत्य लक्ष्यार्थमाह-अत्रेति। बुद्धिश्च बुद्धिश्च बुद्धी इत्येकशेषमाश्रित्य व्याचष्टे-लक्ष्यते चेति। आनन्त्ये प्रमाणं प्रदर्शयति-तथा चेति॥ २-१-११॥

घटशरावादिषु मृत्त्वानुवृत्तावपि पिण्डत्वोपमर्दपूर्वकं कम्बुग्रीवाद्याकारान्तरयोगेनावर्जनीयो विकार इति भावः। न हि कुलाल अक्रियो निमित्तमिति। दण्डव्यापारणादिविकारो ह्यस्तीति भाव। नियत एव विकृत्येति। शारीरायासलक्षणविकृतिसम्बन्धस्त्वन्ततोऽवर्जनीय इति यावत्॥

प्रथमं पदार्थमाह-अन्तरालमिति। ननु-निमित्तता स्याद्व्यवहितेऽपि, चक्रभ्रमणेन व्यवहितो दण्डादिर्घटे निमित्तम्। कुलालश्च तैः। उपादानता तु नैव घटेत, परिणामो ह्युपादानस्वरूपेऽपेक्षते इत्यतो भावमाह-यदुपादानत्वमिति। सूत्रे तदुपादानत्वमित्यत्र सदिति पदच्छेदोऽभिप्रेतः। तच्छब्दप्रतिसम्बन्धिनिर्देशोऽयं यदुपादानत्वमिति। न ब्रह्मस्वरूपमात्र इति। अविशेषिते ब्रह्मणीत्येतत्। किन्त्वित्यादि। अयमर्थः-परब्रह्म हि स्वयं ज्ञानानन्दस्वरूपं स्वाभाविकज्ञानबलक्रियादिभिः स्वभावविशेषैरिव स्वापृथक्सिद्धप्रकारभूतैः प्रकृतिपुरुषकालैर्विशिष्टमेव वर्तते। तत्रोपादानता न केवलेन ज्ञानानन्दरूपेण, किन्तु-प्रकृतिपुरुषविशिष्टतारूपेण। प्रकृतिपुरुषविशिष्टं ब्रह्मैव स्वविशेषणभूतप्रकृतिपुरुषगतस्थौल्यसौक्ष्म्यलक्षणावस्थायोगेन स्वयमप्यवस्थाभेदमुपगतं सदुपादेयोपादानभावं प्राप्नोतीति नामरूपादिविकारयोगो न ब्रह्मस्वरूपे साक्षात्प्रसजति। ईदृशमेव चोपादानत्वं—"यथा पृथिव्यामोषधयः सम्भवन्ति"। "यथा सतः पुरुषात्केशलोमानि"। इति श्रौतोदाहरणाभ्यामवगम्यते। न हि पृथिवी स्वयं साक्षाद्विकृतिमुपगम्य औषधिरूपेण भवति, न वा शिरःपाण्यादिलक्षणः पिण्डविशेषः पुरुषशब्दाभिलप्यः स्वयं साक्षादुपगम्य विकृतिं केशलोमात्मना भवति। किन्तु-जातमात्रायां वृष्टौ सपदि समङ्कुरितविविधौषधिका भवति पृथिवी। तत्, सदा सन्निहितविविधौषधिबीजविशिष्टा समङ्कुरितविविधौषधिका भवति। एवं पुरुषशब्दाभिलप्यपिण्डविशेषोऽपि सूक्ष्मकेशलोमादिविशिष्ट एव कालेन समङ्कुरितस्थूलकेशादिविशिष्टो भवति। तथैव परब्रह्म सूक्ष्मचिदचिद्विशिष्टमेव स्थूलचिदचिद्विशिष्टात्मना भवति सर्गसमय इति॥ अन्तरालपदं प्रकारान्तरेण व्याचष्टे-यद्वेति। अनुपदमिति। चित्स्वरूपेणेति सूत्रशेषे। (सूत्रशेषतः) परिनिष्पन्नमर्थमभिप्रेत्य भावमाह-प्रकृतिशरीरकस्यैवेति। अवस्थाभेदसिद्धेरिति। स्थूलचिदचिच्छरीरकत्वसूक्ष्मचिदचिच्छरीरकत्वलक्षणावस्थाभेदसिद्धेरित्यर्थः। किन्तु शरीरारम्भावेनेति। एतेनोपादानत्वस्य भाक्तत्वशङ्का परास्ता। शरीरसत्तायाः शरीरिसत्तैकायत्तत्वात्। शरीरगतस्थौल्यसौक्ष्म्यभेदाद्योऽवस्थाभेदः स शरीरद्वारा भवन्नपि मुख्य एवेति

भा–एव ते न ययुरन्तमनन्ततया त्वमपि यदन्तराण्डनिचया ननु सावरणाः। ख इव रजांसि वान्ति वयसा सह यच्छ्रुतयस्त्वयि हि फलन्त्यतन्निरसनेन भवन्निधनाः" ॥ इति वेदस्तुतौ ॥ २–१–११ ॥

नन्वस्य जगत्कारणत्त्वलक्षणं यदैश्वर्यमुच्यते तत्तु न सम्भवति, विकारित्त्वप्रसङ्गात्, न ह्यविकृतमुपादानं भवति । नापि निमित्तम्, न ह्यक्रियं निमित्तं भवति, न हि कुलाल अक्रियो निमित्तम्, न च दण्डादिः। सक्रियस्तु नियत एव विकृत्येत्याशङ्कायामाह—प्रकृत्यन्तरालादिति ॥

આપનામાંજ લય પામનારી અમે શ્રુતિઓ પણ "नेति नेति" એમ તમારાથી પૃથગ્ભૂત અતત્ વસ્તુનો નિષેધ કરવાથી–કરતાં કરતાં એ સર્વનિષેધના શેષભૂત આપનામાંજ ફળે છે–આપના સ્વરૂપનુંજ વર્ણન કરીને વિરામ પામીએ છીએ." । આ પ્રમાણે વેદસ્તુતિમાં કહેલું છે. ॥ ૨–૧–૧૧ ॥

નનુ–શંકા, આ પરમાત્માનું જગત્કારણત્વરૂપ જે ઐશ્વર્ય કહોછો, તે તો સંભવે નહિ, કારણ કે–વિકારિપણાનો પ્રસંગ આવે માટે. । કોઈ પણ વસ્તુ પોતે વિકાર પામ્યા સિવાય ઉપાદાન થાયજ નહિ. । તેમ–પરમાત્મા નિમિત્ત પણ થાય નહિ, કારણ કે-ક્રિયા–વ્યાપાર કર્યા સિવાય કોઈ નિમિત્ત થાયજ નહિ. । નહિ કે–કુલાલ પોતે ચક્રભ્રમણાદિક વ્યાપારરૂપ ક્રિયા કર્યા સિવાયજ નિમિત્ત કારણ થાય છે. । તેમજ દણ્ડાદિક પણ અક્રિય હોઈને નિમિત્ત કારણ થતા નથી. । માટે સક્રિય છે તે તો નિયતપણે વિકાર પામીનેજ કારણ થાય છે । એ આશંકાના સમાધાનમાં કહે છે કે–

(અભિપ્રાય એ છે કે–ઉપાદાન કારણ હંમેશાં વિકાર–સ્વરૂપથી અન્યથાભાવ પામીનેજ કાર્યરૂપે બને છે. । જેમ કે–ઘટરૂપ કાર્યમાં મૃત્તિકા ઉપાદાન કારણ છે. તો તે મૃત્તિકાજ પોતે વિકાર પામીને કમ્બુગ્રીવાદિક આકારસંપન્ન ઘટરૂપે થાયછે. અને એમ તૈયાર થયેલા ઘટરૂપે જણાતી કાર્યાવસ્થામાં પણ મૃત્તિકાજ ગ્રહણ કરાય છે. અને "उपादीयते कार्यदशायां यत्तदुपादानम्" એમ શબ્દસ્વરૂપનું પર્યાલોચન કરતાં પણ એજ અર્થ સિદ્ધ થાય છે.। માટે પરમાત્માને જગતનું કારણ કહેતાની સાથેજ તેમાં ઉપાદાન કારણ પણ એજ છે, એટલે તેમના સ્વરૂપમાં વિકારિપણાનો પ્રસંગ અનિવાર્યપણે આવવાનોજ.। અને જો એકલું નિમિત્ત કારણજ માનવામાં આવે તો તો કુલાલ જેમ ચક્રભ્રમણાદિક વ્યાપાર કરીને ઘટ બનાવીને વેગળો રહે છે, તેમાં તેને કાંઈ લાગતું વળગતું નથી, તેમ પરમાત્મા પણ આ સઘળું વિશ્વ સંકલ્પમાત્રથી રચીને વેગળા રહે તો તો ચાલે.। વળી–કુલાલને તો ઘટનિર્માણમાં શારીર આયાસ પણ કરવો પડેછે, પરંતુ–પરમાત્માને તો એ પણ નથી. કેમકે–સંકલ્પ માત્રથીજ સઘળું બની જાય છે માટે.। પણ આમાં તો ઉપાદાન કારણ પણ એજ છે, એમ કહેવાથી આ ભાંજગડ ઉભી થાય છે.। અને આ ઉપાદાન કારણ અને નિમિત્ત

भा—ननु-जन्म कर्म भगवतः किमिन्द्रजालवन्मिथ्या? उत सत्यम्? सत्यत्त्वे च कथं तत्प्रकारः? इत्याशङ्कायामाह-तच्चेति॥

सू० तच्च दिव्यं स्वशक्तिमात्रोद्भवात् ॥ २—१—२३ ॥

तच्चेति। यद्विदो जन्मकर्माभाव उक्तस्तज्जन्मकर्म। चस्त्वर्थे। दिव्यम्-अप्राकृतम्। अतस्तु तद्विज्ञानं प्रभवति जन्ममरणनिवृत्तये भक्तानाम्। दिव्यमिति कुतो गम्यते? आह-स्वशक्तिमात्रोद्भवादिति। स्वस्य शक्तिरिच्छालक्षणा, तन्मात्रेणोद्भवात्। मात्रपदेन कर्म व्यावर्त्यते। उद्भवश्चात्राविर्भावः। स्वेनैवासाधारणेन दिव्येन रूपेण तत्तत्संस्थानसम्पत्त्या स्वेच्छयैवाविर्भावादिति यावत्।

एतदुक्तं भवति-यद्यपि त्रिगुणपरिणतिलक्षणभूतसङ्घातरूपं शरीरं कर्मपरवशस्य स्वस्वरूपानभिज्ञस्य जीवस्य कर्मानुगुणफलोपभोगाय भवति। सत्यसङ्कल्पस्य भगवतस्तु साधुपरित्राणाय स्वेच्छया मानुषादिसजातीयसंस्थानदेहयोगो निःश्रेयसकाङ्क्षिणां निःश्रेयसाय भवति।

---

નનુ-શંકા, ભગવાનનાં જન્મ અને કર્મ, તે શું ઇન્દ્રજાળની પેઠે મિથ્યા છે? કે સત્ય છે? અને સત્યપણું હોય તો તે કેવા પ્રકારે? એ આશંકાના સમાધાનમાં કહેછે—

તે (જન્મ કર્મ તો) દિવ્ય છે, (શાથી?) પોતાની શક્તિમાત્રથી-સંકલ્પમાત્રથી ઉદ્ભવે છે માટે. ॥૨—૧—૨૩॥

જે જાણનારને જન્મ-કર્મનો અભાવ કહ્યો છે, તે જન્મ કર્મ તો, દિવ્ય-અપ્રાકૃત છે.। અને એથીજ તો તેનું વિજ્ઞાન ભક્તોનાં જન્મ-મરણની નિવૃત્તિને માટે શક્તિમાન થાય છે.।

એ દિવ્ય છે એમ શાથી જાણવામાં આવે? તો કહેછે-પોતાની શક્તિ જે ઇચ્છારૂપ છે, તે માત્રથીજ ઉદ્ભવેછે માટે.। માત્ર પદથી કર્મની વ્યાવૃત્તિ કરાય છે.—અહીંઆં ઉદ્ભવ એટલે આવિર્ભાવ જાણવો.। પોતાના અસાધારણ દિવ્ય સ્વરૂપથીજ તે તે સંસ્થાન-આકૃતિરૂપે થઇને સ્વેચ્છાથીજ આવિર્ભાવ પામે છે એજ અર્થ છે.।

અભિપ્રાય એ કહેલો છે-જો કે ત્રિગુણ દ્રવ્યના પરિણામરૂપ પૃથિવ્યાદિક ભૂતસંઘાતરૂપ શરીર કર્મથી પરવશ વર્તનારા અને સ્વસ્વરૂપને તાત્વિક દ્રષ્ટિએ નહિજ ઓળખનારા એવા જીવાત્માને સ્વસ્વકર્માનુગુણ ફળના ઉપભોગ માટે થાય છે-રચવામાં આવે છે.। અને સત્યસંકલ્પ એવા ભગવાનને તો પોતાના પરમોપાસક સત્પુરૂષોના પરિત્રાણ માટે પોતાની ઇચ્છાથીજ માનુષાદિકને સજાતીય આકૃતિરૂપ દેહનો જે યોગ-સ્વીકાર, તે તો-પરમ કલ્યાણને ઇચ્છતા મુમુક્ષુઓના પરમ મોક્ષને માટેજ થાયછે.।

भा-देहश्चास्य परस्य ब्रह्मणो निखिलहेयप्रत्यनीककल्याणैकतानस्वरूपस्यानवधिकातिशयासङ्ख्येयकल्याणगुणवत् स्वाभिमतानुरूपैकरूपाचिन्त्यदिव्याद्भुतनित्यनिरवद्यनिरतिशयौज्ज्वल्यसौन्दर्यसौगन्ध्यसौकुमार्यलावण्ययौवनाद्यनन्तकल्याणगुणनिधि दिव्यं रूपमपि स्वाभाविकम्। अपारकरुणानिधिरयमुपासकजनानुग्रहाय तदेव रूपं तत्तदनुरूपसंस्थानयोगेन प्रकाशयति तत्तल्लोकेषु। आह च भगवानस्मिन्नेव प्रकरणे पूर्वम्—" अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्। प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया। परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्। धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे " इति॥

अस्यार्थः—" अवतारप्रकारं देहयाथात्म्यं जन्महेतुं चाह—अजत्वाव्ययत्वसर्वेश्वरत्वादि सर्वं पारमेश्वरं प्रकारमजहदेव स्वां प्रकृतिमधिष्ठाय आत्ममायया स्वेच्छया सम्भवामि। प्रकृतिः-स्वभावः, स्वमेव स्वभावमधिष्ठाय स्वेनैव रूपेण स्वेच्छया सम्भवामी"त्यर्थः।

---

વળી-નિખિલ હેયના પ્રત્યનીકરૂપ અને કલ્યાણગુણોના એકજ આધારભૂત સ્વરૂપ જેવું છે, એવા એ પરબ્રહ્મનો દેહ પણ, અનવધિકાતિશય એવા અસંખ્યાત કલ્યાણ ગુણોની પેઠેજ, પોતાને અભિમત, અનુરૂપ અને સદાય એકરૂપ-અવિકારી, એવાં અને અચિન્ત્ય, દિવ્ય-અપ્રાકૃત, અદ્ભુત-આશ્ચર્યકારી, નિત્ય, નિર્દોષ અને નિરતિશય, એવું ઔજ્જ્વલ્ય, સૌન્દર્ય, સૌગન્ધ્ય, સૌકુમાર્ય, લાવણ્ય અને યૌવન, એ આદિક અનન્ત કલ્યાણ ગુણોના નિધિરૂપ એવું દિવ્ય રૂપ પણ સ્વાભાવિકજ છે. અપાર કરૂણાના નિધિ એવા એ ભગવાન ઉપાસક જનોના અનુગ્રહ માટે તેજ પોતાના રૂપને-સ્વરૂપને ત તે કાર્યને અનુરૂપ એવા સંસ્થાનયોગથી-શરીરયોગથી ત ત લોકમાં પ્રકાશ કરેછે.। અને તે આ પ્રકરણમાંજ પૂર્વે ભગવાને કહ્યું છે-" હું અજ-અજન્મા અને અવ્યયાત્મા-અવિકારી છું, તેમજ ભૂતપ્રાણીમાત્રનો નિયન્તા છું. તો પણ હું મારા અસલ-મૂળ સ્વભાવને અનુસરીને મારી ઇચ્છાથીજ પ્રગટ થાઉં છું. હું મારા સાધુઓના પરિરક્ષણ માટે, તેમજ તે સાધુઓના અને ધર્મના દ્રોહી એવા દુષ્કર્મી અસુરોના વિનાશ માટે, તથા મારા પારમૈકાન્તિક ભાગવત ધર્મના સમ્યક્ સ્થાપનને માટે યુગો-યુગ પ્રગટ થાઉંછું. "। એમ. આ બંને શ્લોકનો અર્થ પોતે ભાષ્યકારજ કરેછે-" અહીંઆં-ભગવાન પોતાના અવતારનો પ્રકાર, પોતે ધારેલા દેહનું ખરૂં સ્વરૂપ અને પોતાના જન્મનો હેતુ, એ ત્રણ મુદ્દાઓ કહેછે-જણાવેછે-અજત્વ, અવ્યયત્વ અને સર્વેશ્વરત્વાદિક સઘળા મારા પારમેશ્વર પ્રકારને-સામર્થ્યને ત્યાગ નહિ કરતાંજ હું મારીજ પ્રકૃતિ-

टी शावतारा·, कृष्णस्तु पूर्णावतारः। व्यामनारदजामदग्न्यादयस्तूक्तादुभयस्माद्भिन्नाः सद्वारकावतारः। तत्र हि यथाकर्म प्राप्तदेहविशेषान् त्रिगुणसंसृष्टानेव क्षेत्रज्ञान् द्वारीकृत्यैश्वर्यं प्रकाश्यते। नैतेषामुपास्यता। जीवा ह्यनुपास्याः, उक्तं च भगवता शौनकेन श्रीविष्णुधर्मे–"आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिताः। प्राणिनः कर्मजनितसंस्कारवशवर्त्तिनः॥ यतस्ततो न ते ध्याने ध्यानिनामुपकारकाः। अविद्यान्तर्गताः सर्वे ते हि संसारगोचराः॥ पश्चादुद्भूतबोधाश्च ध्याने नैवोपकारकाः। नैसर्गिको न वै बोधस्तेषामप्यन्यतो यतः" इति। तदिह भगवद्भक्तेरनन्यतयाभिधीयमानावतारविषयिणी भक्तिरंशावतारपूर्णावतारेष्वेवेति। धृतनरवपुषं नौमि नारायणं त्वामिति। अवतारिणो नारायणस्य स्वेनैव रूपेणामानुषेण संसारसन्तापनितान्तभीतसाधुजनपरित्राणाय मानुषसंस्थानेनावतरणं साक्षात्पूर्णावतारलक्षणमुक्तं भवति। विशेषश्चात्र सम्प्रदायगम्यः॥ २-१-२१॥

तदेव—वाक्यशेषादित्येतदेव।

यदिदमवतारयाथात्म्यप्रतिपादनाय प्रवृत्तं वाक्यम्—"अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्। प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत!। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्। धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युग" इति। तस्यास्य शेषभूतमिदं वचनम्–"जन्म कर्म च मे दिव्य" मिति। यद्यप्यनेन वचनेनावतारेषु क्रियमाणाया भक्तेर्मुक्तिहेतुत्वं न कण्ठरवेणोच्यते। अथाप्यवतारयाथात्म्यज्ञानस्यापुनर्भवहेतुत्वमभिधीयमानं तदेव गमयति। भक्तिद्वारैव हि तस्य तत्र हेतुत्वमुपपद्यते। यदि तु स्वातन्त्र्येण, किम्पुनर्न्यायसिद्धं तत्र तस्या हेतुत्वमिति भावः॥

सूत्रे—जन्माद्यभाव इत्येतदुपलक्षकम्, "पुनर्जन्म नैति मामेति" इति हि गीतावचनमभिप्रेत्याह—तत्प्राप्तिरूपं चेति।

उपसंहरति—कृष्णेति। तथा चावतारविषयकापि भक्तिरवतारिण एव परस्येति भावः॥ एतदुक्तं भवति—यथोपनिषत्सु दहरविद्या-भूमविद्यान्तरादित्यविद्यादिभेदेन स्थानगुणवैविध्याद्विविधाः श्रूयमाणा ब्रह्मविद्याः, परब्रह्मस्वरूपैकावलम्बिन्यः परोपासनस्वरूपतया निःश्रेयसफलका एवेत्यविशिष्टाः,। एवमन्यान्यावतारविषयकत्वेऽपि स्वरूपैक्यात्परमात्मभक्तिरूपतयाविशिष्टा प्रभवति निःश्रेयसायेति॥ २-१-२२॥

यस्य वाक्यस्य शेषो जन्मकर्मविदो जन्माभावं गमयति तद्वाक्यमभिलक्ष्य प्रवृत्तं सूत्रमवतारयति—नन्विति। किमिन्द्रजालवदिति। जन्मनियते हि प्रियाप्रिये, "अशरीरं वा व सन्तं न प्रियाप्रिये स्पृशत" इति श्रूयते। तत्परमात्मनो हेयप्रत्यनीकस्य न वास्तविकं जन्म कर्म घटेत, तदिन्द्रजालवन्मिथ्यैव भवितुमर्हति। मिथ्यात्वे च नावतारविषयणी भक्तिर्निःश्रेयसाय प्रभवेत्। कथं तत्प्रकार? इति। हेयप्रत्यनीकत्वकल्याणगुणाकरत्वलक्षणोभयलिङ्गविरोधेन कथं शरीरपरिग्रहः?। शरीरं चावतारेषु मानुषादिसंस्थानमेव तु दृश्यते॥

भा-स्वस्वरूपं हि—" आदित्यवर्ण तमसः परस्तात् " " क्षयन्तमस्य रजसः पराके " " य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषः " "तस्मिन्नयं पुरुषो मनोमयः अमृतो हिरण्मयः " " सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि " " भारूपः सत्यसङ्कल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामस्सर्वगन्धस्सर्वरसः " " महारजनं वासः " इत्यादिश्रुतिसिद्धम्। आत्ममायया-आत्मीयया मायया। " माया वयुनं ज्ञान " मिति ज्ञानपर्यायोऽत्र मायाशब्दः। तथा चाभियुक्तप्रयोगः—" मायया सततं वेत्ति प्राणिनां च शुभाशुभम् " इति। आत्मीयेन ज्ञानेन-आत्मसङ्कल्पेनेत्यर्थः। अतोऽपहतपाप्मत्त्वादिसमस्तकल्याणगुणात्मकत्त्वरूपं सर्वमैशं स्वभावमजहत् स्वमेव रूपं देवमनुष्यादिसजातीयसंस्थानं कुर्वन्नात्मसङ्कल्पेन देवादिरूपस्सम्भवामि। तदिदमाह—" अजायमानो बहुधा विजायते " इति श्रुतिः। इतरपुरुषसाधारणं जन्माकुर्वन् देवादिरूपेण स्वसङ्कल्पेन उक्तप्रक्रियया जायत

સ્વભાવને અવલંબીને હું મારી ઇચ્છાથીજ પ્રગટ થાઉં છું. પ્રકૃતિ એટલે સ્વભાવ, હું મારાજ સ્વભાવ પ્રમાણે-અનુસરીને, મારાજ અસલ-મૂળ સ્વરૂપથી મારીજ ઇચ્છાથી પ્રગટ થાઉં છું." । એ અર્થ છે.। હવે-પોતાનું સ્વરૂપ તો-" માયાના તમથી પર રહેલા અને આદિત્ય જેવા ઉજ્જવળ વર્ણવાળાને " " આ રજોગુણના વિલાસરૂપ જગતની પાર વસનારાને " " જે આ આદિત્ય-મંડળમાં હિરણ્મય-સોના જેવા પ્રકાશમય પુરૂષ-પરમાત્મા છે. " " તેમાં આ પુરૂષ-પરમાત્મા મનોમય-(શુદ્ધ મનથીજ ગ્રહણ કરી શકાય એવા) અમૃતસ્વરૂપ અને હિરણ્મય-સ્વયંપ્રકાશ થકા રહેછે. " "આ સર્વે દેવતા વિગેરે પ્રાણીઓ વિદ્યુત્ જેવા પ્રકાશમય પુરૂષ-પરમાત્મા થકી ઉત્પન્ન થયા હતા." " એ પરમાત્મા પ્રકાશમય, સત્યસંકલ્પ, આકાશ જેવા અસંગ, અથવા સર્વથા પ્રકાશસ્વરૂપ, સર્વ કર્મ કરનારા, સર્વ ઇચ્છાઓથી પૂર્ણ, સર્વ ગન્ધથી પૂર્ણ, સર્વ રસમયમૂર્તિ છે. " । " એ પરમાત્માનું વસ્ત્ર અતિ સુન્દર રંગવાળું છે. " । ઇત્યાદિક શ્રુતિગણોએ ગાયેલું સિદ્ધજ છે.। પોતાની માયાથી એટલે પોતાને આધીન વર્તનારી માયાશક્તિથી. " માયા વયુન અને જ્ઞાન " એમ કોશમાં હોવાથી જ્ઞાન શબ્દનો પર્યાય અહીંઆં માયા શબ્દ જાણવો. । અભિયુક્ત જનોનો પ્રયોગ પણ તેવો જોવામાં આવેછે-" પ્રાણીઓનું સઘળું શુભ અને અશુભ પરમાત્મા પોતાની માયાશક્તિથી અખંડ જાણેછે. " । માટે પોતાના જ્ઞાનથી એટલે પોતાના સંકલ્પથી એમ અર્થ છે. । માટે અપહતપાપ્મત્વાદિક સમસ્ત કલ્યાણગુણાત્મકતા રૂપ સર્વ પોતાનો ઇશ્વરપણારૂપ સ્વભાવ નહિ તજતાં પોતાનાજ મૂળ સ્વરૂપને દેવમનુષ્યાદિકને

भा-इत्यर्थः। "बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन। तान्यहं वेद सर्वाणि" "तदात्मानं सृजाम्यहम्" "जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वत" इति पूर्वापराविरोधाच्च॥

जन्मनः प्रयोजनमाह—साधव उक्तलक्षणधर्मशीला वैष्णवाग्रेसरा मत्समाश्रयणे प्रवृत्ता मन्नामकर्मस्वरूपाणां वाङ्मनसागोचरतया मद्दर्शनाद्विना स्वात्मधारणपोषणादिकमलभमानाः क्षणमात्रकालं कल्पसहस्रं मन्वानाः प्रशिथिलसर्वगात्रा भवेयुरिति मत्स्वरूपचेष्टितावलोकनालापादिदानेन तेषां परित्राणाय, तद्विपरीतानां विनाशाय, क्षीणस्य वैदिकस्य धर्मस्य मदाराधनरूपस्याराध्यस्वरूपप्रदर्शनेन स्थापनाय च, देवमनुष्यादिरूपेण युगे युगे सम्भवामि। कृतत्रेतादियुगविशेषनियमोऽपि नास्तीत्यर्थः"॥

સજાતીય સંસ્થાન-આકૃતિ કરતો થકો પોતાના સંકલ્પથીજ દેવાદિકરૂપે પ્રગટ થાઉંછું.। તેજ આ શ્રુતિ કહેછે–"ઉત્પન્ન નહિ થતાંજ બહુ પ્રકારે વિવિધ રૂપે થાયછે."। અન્ય પુરૂષના જેવું સર્વસાધારણ જન્મ ગ્રહણ નહિ કરતાં દેવાદિક રૂપે પોતાના સંકલ્પથીજ પૂર્વે કહ્યું એ પ્રમાણે પ્રગટ થાયછે. એમ અર્થ છે.। અને આમ અર્થ કરવાથીજ–"હે અર્જુન! તારાં અને મારાં ઘણાં જન્મ વીતી ગયાં, તે સઘળાં હું જાણું છુ." "ત્યારે હું આત્માને–મારા સ્વરૂપને સર્જુંછું–પ્રગટ કરૂંછું."। "મારૂં જન્મ અને કર્મ દિવ્ય છે એમ જે ખરી રીતે જાણેછે."। આ બધાં વાક્યોની સાથે પૂર્વાપર વિરોધ પણ ન આવે.।

હવે—જન્મ ધરવાનું પ્રયોજન કહેછે—સાધુઓ એટલે કહેલાં લક્ષણરૂપ ધર્મપરાયણ વર્તનારા, વૈષ્ણવોમાં અગ્રેસર, મારો સમાશ્રય કરવામાંજ પ્રવર્તેલા, પરન્તુ–મારાં નામ, કર્મ અને સ્વરૂપ, વાણી અને મનને અગોચર–પરોક્ષ હોવાને લીધે મારા દર્શન સિવાય સ્વાત્માનું ધારણ અને પોષણાદિક પણ નહિ પામતા અને તેથીજ ક્ષણમાત્ર કાળને પણ કલ્પસહસ્ર જેવો માનતા થકા સર્વ ગાત્ર જેમનાં પ્રશિથિલ થઈ ગયાં છે એવા થાય છે, માટેજ મારા સ્વરૂપનું દર્શન, મારાં ચેષ્ટિત, મારૂં અવલોકન અને મારી સાથે આલાપ એ સઘળું આપીને–પમાડીને તેમનું પરિત્રાણ કરવા માટે અને તેથી વિપરીત આચરણ કરનારા દુષ્કર્મીઓના વિનાશ માટે, તેમજ ક્ષીણ થઈ ગયેલો મારી આરાધનારૂપ સનાતન વૈદિક ધર્મ, તેને આરાધ્ય સ્વરૂપનું દર્શન કરાવીને આ લોકમાં સ્થાપન કરવા માટે પણ દેવમનુષ્યાદિક રૂપે યુગો યુગ પ્રગટ થાઉં છું.। તેમાં કૃતયુગ કે ત્રેતાયુગ વિગેરે અમુક યુગનો પણ નિયમ નથી. એ અર્થ છે.।

સમર્થ પરાશરમુનિએ પણ કહ્યું છે–"હે નૃપ! આ પૂર્વે કહેલી સમગ્ર શક્તિઓ જે સ્વરૂપમાં રહેલી છે, તે સ્વરૂપ તો આ વિશ્વરૂપથી વિલક્ષણતાવાળું એવું

भा-आह च भगवान् पराशरः-" समस्ताः शक्तयश्चैता नृप ! यत्र प्रतिष्ठिताः । तद्विश्वरूपवैरूप्यं रूपमेतद्धरेर्महत् ॥ समस्तशक्तिरूपाणि तत्करोति जनेश्वर ! । देवतिर्यङ्मनुष्याख्यचेष्टावन्ति स्वमायया ॥ जगतामुपकाराय न सा कर्मनिमित्तजा"। इत्यवताररूपस्याप्यप्राकृतत्त्वमुच्यते । श्रुतिश्च-" यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म " " सदेव सोम्येदमग्र आसीत् " " आत्मा वा इदमेक एवाग्र आसीत् " " एको ह वै नारायण आसीन्न ब्रह्मा नेशानः"। इत्यादिषु निखिलजगदेककारणतयावगतस्य परस्य ब्रह्मणः " सत्यं ज्ञानमनन्तं ब्रह्म " " विज्ञानमानन्दं ब्रह्म " इत्यादिभिस्स्वरूपम्, " अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामस्सत्यसङ्कल्पः " " न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते " " परास्य शक्तिर्विविधैव श्रूयते

ભગવાનનું બીજુંજ મોટું સ્વરૂપ છે. અને હે જનેશ્વર ! દેવ, તિર્યક્ અને મનુષ્યરૂપે થઇને અનેક ચેષ્ટાઓ કરનારાં એવાં સમસ્ત શક્તિઓથી સમ્પન્ન સ્વરૂપને–અવતારને પણ તે સ્વરૂપથીજ પોતાની લીલામાત્રથી જગત્‌ના ઉપકાર માટે વખતો વખત ધારેછે, પરંતુ તે અવતારધારણ કર્મરૂપ નિમિત્તને લીધે તો નથીજ. " એમ અવતારસ્વરૂપનું પણ અપ્રાકૃતપણું કહ્યું છે. । શ્રુતિ પણ–" જેનાથીજ આ ભૂત–પ્રાણીમાત્ર ઉત્પન્ન થાયછે, ઉત્પન્ન થયેલાં ભૂત જેને લીધે જીવેછે અને જેમાં જઇને અંદર પ્રવેશ કરી જાયછે–લય પામેછે, તેને જાણો તે બ્રહ્મ છે. " । " હે સોમ્ય–ભાઇ ! આ સઘળું પહેલાં સદ્‌રૂપજ હતું. " " આ વિશ્વ સૃષ્ટિ પહેલાં એક આત્માજ–આત્મારૂપેજ હતું. " । " એક નારાયણજ હતા, પણ નહોતા બ્રહ્મા કે નહોતા શંકર. " । આ વિગેરે શ્રુતિવાક્યોમાં સકળ જગત્‌ના એકજ કારણપણે જાણવામાં આવેલા પરબ્રહ્મનું–" સત્ય સ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત એવું બ્રહ્મ છે. "। " એ બ્રહ્મ વિજ્ઞાનસ્વરૂપ અને આનન્દમય છે. " । ઇત્યાદિક શ્રુતિવાક્યોથી સ્વરૂપ કહેવામાં આવ્યું છે. । અને " એ પરમાત્મા પાપલેશથી પણ વર્જીત, જરાએ રહિત, મૃત્યુએ રહિત, શોકે રહિત, એમને ભૂખ પણ નથી તેમજ તરસ પણ નથી, એ સત્યકામ અને સત્યસંકલ્પ છે. " । " તે પરમાત્માને કંઇ કાર્ય કે કરણ–સાધન પણ નથી, તેને તુલ્ય કે તેથી મોટો પણ કોઇ જોવામાં આવતો નથી." " એ પરમાત્માની મોટી મોટી શક્તિઓ વિવિધ પ્રકારેજ સાંભળવામાં આવેછે, તેમજ સ્વાભાવિકી એવી જ્ઞાનશક્તિ, બળશક્તિ અને ક્રિયાશક્તિ પણ સાંભળવામાં આવેછે. " । " બ્રહ્માદિક ઇશ્વરોના પણ નિયન્તા એવા તે

भा-स्वाभाविकी ज्ञानबलक्रिया च" "तमीश्वराणां परमं महेश्वरम् तं देवतानां परमं च दैवतम्" "स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः" इत्यादिभिः कल्याणगुणयोगम्, "वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात्" "सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि" "तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी" इत्यादीभिर्दिव्याकारयोगं च वदति। "अजायमानो बहुधा विजायते" इति च प्रादुर्भावम्। तस्मादवतारेषु भक्तिर्निःश्रेयसायेत्येतदनवद्यम्॥

उक्तं च सत्सङ्गिजीवने स्वरूपैक्यप्रकरणे—

"दिव्यं कृष्णस्य रूपं भवति च सततं तस्य लोकोऽपि दिव्यो
दिव्या भोगाश्च भोग्यान्यपि च भगवतस्तस्य दिव्यानि सन्ति॥
दिव्या वै पार्षदाश्च प्रकटितनृतनोः शक्तयस्तस्य दिव्या
दिव्या भक्ताश्च सर्वे जगति यदुपतेः सन्ति दिव्याः क्रियाश्च"ति॥२-१-२३॥

---

મહેશ્વર-મોટા ઈશ્વરમૂર્તિને અને ઈન્દ્રાદિક દેવતાઓના પણ પરમ દૈવતરૂપ તે પરમેશ્વરને." "તે પરમાત્મા સર્વના કારણ છે, કરણાધિપ-ક્ષેત્રજ્ઞ એવા જીવાત્માના પણ અધિપ-પ્રેરક છે, પણ એમને ઉત્પન્ન કરનાર કોઇ નથી તેમ તેમનો અધિપ-નિયન્તા પણ કોઇજ નથી."। એ આદિકથી કલ્યાણગુણયોગ કહેવામાં આવ્યો છે.। "માયાના તમથી પર રહેલા અને આદિત્યના જેવી ઉજ્જવળ કાંતિવાળા, એવા એ મહાન્ પુરૂષ-પરમાત્માને હું જાણું છું."। "વિદ્યુત્ જેવા પ્રકાશમય પુરૂષ-પરમાત્મા થકી સર્વે નિમેષો ઉત્પન્ન થયેલા છે."। "સૂર્યથી પ્રફુલ્લિત થયેલું કમળ હોય એવાં તો એ પરમાત્માનાં સુન્દર નેત્રો છે."। ઈત્યાદિક શ્રુતિઓથી એ ભગવાનને દિવ્ય આકારનો યોગ-સંબંધ પણ કહેલો છે.। તેમજ-"ઉત્પન્ન નહિ થનારા-અજન્મા છે, તો પણ વિવિધ પ્રકારે દેવમનુષ્યાદિકમાં પ્રગટ થાય છે."। એમ પ્રાદુર્ભાવ પણ કહ્યો છે.। માટે અવતારોમાં ભક્તિ એ પણ નિઃશ્રેયસને માટેજ છે એમ કહેવું તે નિર્બાધ છે.। (અને ભગવાન અવતાર ધારે ત્યારે આ લોકમાં પણ ધામના જેવુંજ તેમનું સઘળું દિવ્ય છે.) એમ સત્સંગિજીવનમાં સ્વરૂપૈક્યપ્રકરણમાં કહ્યું છે- "કૃષ્ણનું રૂપ દિવ્ય છે અને તેમનો લોક પણ સદાય દિવ્યજ છે, તે ભગવાનના ભોગ, ભોગસ્થાન અને ભોગોપકરણ, એ સઘળું પણ દિવ્યજ છે, તેમના પાર્ષદો પણ દિવ્ય છે અને નૃતનુ પ્રગટ કરીને વિચરતા હોય ત્યારે પણ તેમની શક્તિઓ દિવ્યજ છે અને તેમની ઉપાસના કરનારા ભકતો પણ સર્વે દિવ્યજ છે અને યદુપતિ ભગવાનની આ જગતમાં વિસ્તારેલા સર્વ ક્રિયાઓ પણ દિવ્ય-અપ્રાકૃતજ છે."॥ ૨-૧-૨૩॥

टी-भवति दिव्यमिति निर्देशः सुखप्रचुरदेवादिजन्मस्वपि, तद्व्यावृत्तये व्याचष्टे-अप्राकृतमिति । अतस्त्विवति । गुणत्रयातीतत्वादेवेत्यर्थः । प्रभवति जन्ममरणनिवृत्तय इति । गुणमयविज्ञानं हि पुनर्भवाय, गुणातीतस्य विज्ञानं तु गुणकार्यजन्ममरणचक्रापनोदने समर्थमेवेति यावत् । इह शक्तिशब्दः सत्यसङ्कल्पत्वलक्षणशक्तिविशेषपर इत्यभिप्रायेण व्याचष्टे-शक्तिरिच्छालक्षणेति । कर्म व्यावर्त्यते इति । प्रियाप्रियलक्षणसांसारिकमलोपलेपो हि कर्ममूलकः, यत्कर्मणा प्रापितोऽनीशास्त्वयोनिमेदं शोचति हृष्यति वा, नोपलिप्यते तु स्वेच्छयानुसञ्चरन् परमात्मा॥ "द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्नन्योऽभिचाकशीति"॥ " समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः " । तत्र देहयोगो दूषणमिति भावः ।

ननु-मा भूद्दूषणं स्वेच्छया देहयोगे तस्य, स च देहो मांसमज्जादिमयो गुणपरिणतिरेवेति तद्योगेन योऽयमवतारस्तस्य तद्विशिष्टवेषेणोपासनं कथं ? श्रेयसे स्यादिति भ्रमं परिहरन्नाह-उद्भवश्चेत्यादिना । साधुपरित्राणायावतरतः सत्यसङ्कल्पस्य भगवतः कर्मणा नीयमानस्य जीवस्येव नापूर्वदेहयोगः, किन्तु स्वासाधारणेन येनाकृतेन रूपेण दिव्ये व्योम्नि प्रकाशते, तेनैव रूपेण मानुषादिलोके प्रकाशमात्रमेव । इदमेव वैलक्षण्यं सूत्रस्थं ' उद्भवा ' दिति पदं द्योतयतीत्यभिप्रायेण व्याचष्टे-उद्भवश्चाविर्भाव इति। कीदृशं तद्भगवतः स्वासाधारणं रूपम्? किं वा तत्र प्रमाणम्? कथं वा तत्तल्लोकेष्ववतरतस्तस्य तत्तदाकारसजातीयाकारयोगः? इत्यादिशङ्कामपनुदन्नाह-एतदुक्तमिति। स्वस्वरूपानतिभिन्नस्येति। एतेन-अज्ञानमूलककर्मवश्यताधीनप्रियाप्रियोपभोगैकार्थत्रिगुणभूतसङ्घातलक्षणदेहः कथमिव सत्यसङ्कल्पस्य त्विति शङ्का परास्ता। मानुषादिसंस्थानमापादयति। न संस्थानवैलक्षण्यमात्रेण स्वरूपे, भेदः। अजडतया गुणेभ्यो वैलक्षण्यात् । किंरूपं तदसाधारणं रूपम् ? तदाह-देहश्चास्येति । एतेन-हेयप्रत्यनीकत्वकल्याणैकतानत्वे स्वरूपतः स्वभावतो विग्रहतश्चेत्युक्तं भवति । तत्तदाकारसजातीयाकारयोगप्रकारमुपपादयति-अपारेत्यादिना । अपारकरुणानिधिरिति । अयमुत्तराशयः प्रसङ्गाद्दिहैवाप्तः ॥ दिव्याकारे प्रमाणमाह-आह चेत्यादिना । "अजायमानो बहुधा विजायत " इति । कर्मकृतजनिराहितोऽपि स्वेच्छया साधुजनपरित्राणाय बहुधावतरतीत्यर्थः ॥

उक्तं च सत्साङ्गिजीवन इति । अवतरणेऽप्यप्राकृतस्वासाधारणदिव्यविग्रहादिमत्त्वमुक्तमिति यावत् । उक्तं च तत्रैव लोकानुग्रहायावतरतो मानुषाद्याकृतियोगेऽपि स्वरूपैक्यमस्त्येवेत्यवतारे न भेदबुद्धिः कार्येति । तथा हि-" श्रीकृष्णः परमं ब्रह्म स्वयञ्ज्योतिः परात्परः । ज्ञेयो नारायणो विष्णुर्भगवान् पुरुषोत्तमः ॥ महेश्वरो वासुदेवो भूमा च परमेश्वरः । आत्मात्मनां चेतनानां चेतनश्च श्रुतीरितः ॥ कालस्य प्रकृतेश्चापि नियन्ता पुरुषस्य च । प्रकाशकश्च सर्वेषां स्वतन्त्रो दिव्यविग्रहः " ॥ इत्यादिना परात्परतरं रूपं प्रस्तुत्य, तदवतारं निरूपयता भगवता इदमभिहितम्—" प्रादुर्बभूव कृष्णाख्यो भूतले मनुजाकृतिः । दिव्यमूर्तिनराकृत्योस्तस्य भेदो न कश्चन ॥ स दिव्यमूर्तिः सत्रैव नरनाट्यं दधौ प्रभुः । तेनैव च स्वरूपेण नोऽभूद्दिव्याकृतिर्मुहुः " रिति ॥ २-१-२३ ॥

भा-तदेवोपपादयति—मुख्यं हीति ।

सू० मुख्यं हि तस्य कारुण्यम् ॥ २–१–२४ ॥

तस्य–भगवतः, अवतरणे मुख्यम् प्रधानम्, निमित्तम्, कारुण्यमेव । निर्निमित्तपरदुःखापाकरणेच्छा कारुण्यम् । जन्मकर्मस्मरणादिना जीवान्निष्पापान् कर्तुं भगवतस्तथा प्रवर्त्तनम् ।

तदुक्तं पञ्चमस्कन्धे नारदेन—" मूर्तिं नः पुरुकृपया बभार स त्वं संशुद्धं सदसदिदं विभाति यत्र । यल्लीलां मृगपतिराददेऽनवद्यामादातुं स्वजनमनांस्युदारवीर्य ! " इति ॥ २–१–२४ ॥

ननु—" केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया" इत्यर्जुनकृतध्येयविशेषप्रश्ने " हन्त ! ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतय " इत्यारभ्य, " यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा " इत्यन्तेन ग्रन्थेन ध्येयविभूतयोऽभिहितास्तास्वपि भक्तिः किं मुक्तिदा ? इत्याशङ्कायामाह—प्राणित्वादिति ॥

---

તેનેજ ઉપપાદન કરેછે—

( અવતારધારણમાં ) મુખ્ય ( કારણ તો ) તે-પરમાત્માનું કારૂણ્યજ છે. ॥ ૨-૧-૨૪ ॥

તે ભગવાનને અવતરવામાં મુખ્ય-પ્રધાન નિમિત્ત તો કારૂણ્યજ છે. । કોઇ પણ નિમિત્ત-સિવાયજ પરદુઃખને નિવારણ કરવાની ઇચ્છા એજ કારૂણ્ય છે. । પોતાનાં જન્મકર્મના સ્મરણાદિકથી જીવોને નિષ્પાપ કરવાને માટેજ ભગવાનને તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાનું હોય છે. । તે પંચમ સ્કંધમાં નારદજીએ કહ્યું છે– " તે તમે અમારી ઉપર બહુજ કૃપા કરીને મૂર્તિ–અવતાર ધારણ કરોછો, કે જે તમારા સ્વરૂપને વિષે કાર્યકારણાત્મક આ તત્ત્વસમુદાય અતિ શુદ્ધ ભાસે છે. હે ઉદારવીર્ય પ્રભુ ! જે તમે મૃગપતિ રૂપે થઇને સ્વજનોનાં મન પોતાની મૂર્તિમાં ખેંચવાને માટે નિર્દોષ લીલા વિસ્તારી હતી. " । એમ. ॥ ૨-૧-૨૪ ॥

નનુ-શંકા-" હે ભગવન્ ! મારે કયા કયા પદાર્થોમાં તમે ચિન્તવન-ધ્યાન કરવા યોગ્ય છો ? " એમ અર્જુને કરેલા મુખ્ય-શ્રેષ્ઠ ધ્યેય કોણ છે ? એ પ્રશ્નના ઉત્તરમાં- " હન્ત-ખરેજ હે અર્જુન ! હું તને મારી દિવ્ય-સર્વશ્રેષ્ઠ વિભૂતિઓ કહીશ-કહું છું." એ વાક્યથી આરંભ કરીને "જે જે વિભૂતિવાળું-શક્તિવાળું કે શોભાવાળું, કે હર કોઇ ગુણના ઉત્કર્ષવાળું સત્ત્વ-પ્રાણી હોય " । અહીં સુધીના ગ્રન્થે કરીને ધ્યાન કરવા યોગ્ય વિભૂતિઓ કહી, તો તે વિભૂતિઓમાં પણ કરેલી ભક્તિ શું મુક્તિ આપનારી છે ? એમ આશંકા ઉઠાવીને તેના સમાધાનમાં કહેછે—

## सू० प्राणित्वाद्विभूतिभक्तिर्न परा ॥ २-१-२५ ॥

भा-विभूतिषु-विष्णुरविप्रभृतिषु, या भक्तिः सा परा न-मोक्षप्रदा न भवति। तत्र हेतुः-प्राणित्त्वात्। प्राणिभक्तिर्न मुक्तिप्रदा। भगवदवतारभक्तिस्तु परैव। स्मर्यते च प्राणिनामनुपास्यत्त्वम्—"आब्रह्मस्तम्भपर्यन्ता जगदन्तर्व्यवस्थिताः। प्राणिनः कर्मजनितसंस्कारवशवर्त्तिनः ॥ यतस्ततो न ध्याने ध्यानिनामुपकारकाः" इति। उक्तं च विभूतीनामनुपास्यत्त्वम् कण्ठरवेण चित्रकेतुना सङ्कर्षणं प्रति षष्ठस्कन्धे—"विषयतृषो नरपशवो य उपासते विभूतीर्न परं त्वाम्। तेषामाशिष ईश! तदनु विनश्यति यथा राजकुल"मिति। व्याख्यातश्चायं श्लोकः श्रीधरस्वामिना-विषयेषु तृट् तृष्णा येषां ते नराकाराः पशवः। कुतः? ये विभूतीरिन्द्राद्या उपासते, न तु परं त्वाम्। ततः किम्? तत्राह-तेषामिति। तदनु-

---

પ્રાણીઓ હોવાથી વિભૂતિઓની ભક્તિ પરા (મોક્ષ આપનારી) નથી. ॥ ૨-૧-૨૫ ॥

વિભૂતિઓમાં-વિષ્ણુ૧ સૂર્ય વિગેરેમાં, જે ભક્તિ, તે પરાભક્તિ નથી-એટલે કે મોક્ષ આપનારી નથી થતી. । તેમાં હેતુ-પ્રાણી છે માટે. । પ્રાણીઓમાં કરેલી ભક્તિ મુક્તિને આપનારી નથી. । અને ભગવાનના અવતારોમાં જે ભક્તિ, તે તો પરાજ-પરા ભક્તિજ છે.। પ્રાણીઓ ઉપાસના કરવા યોગ્ય નથી એમ સ્મૃતિઓમાં કહેલું છે-"બ્રહ્માથી આરંભીને સ્તમ્ભપર્યન્તના જગત્‌ની અંદર રહેનારા સર્વે પ્રાણીઓ કર્મજનિત સંસ્કારને વશ વર્તનારા છે, માટેજ તે ધ્યાન કરવામાં ધ્યાની પુરૂષોને ઉપકારક-સિદ્ધિ આપનારા થતા નથી." એમ. । અને વિભૂતિઓનું અનુપાસ્યપણું તો ષષ્ઠસ્કંધમાં સંકર્ષણના પ્રત્યે ચિત્રકેતુ રાજાએ કણ્ઠરવથી-ખૂલ્લા શબ્દોથી કહ્યું છે-" વિષયની તૃષ્ણાવાળા જે નરપશુઓ વિભૂતિઓની ઉપાસના કરે છે, પણ સર્વથી પર એવા તમારી ઉપાસના નથી કરતા, તેમની આશિષો-ફળાકાંક્ષાઓ તો, હે ઇશ! જેમ રાજાનો નાશ થતાં રાજકુળ તેની પાછળજ નાશ પામેછે, તેમ તે વિભૂતિરૂપ દેવોની પાછળજ નાશ પામેછે." આ શ્લોકનું શ્રીધરસ્વામીએજ વ્યાખ્યાન કર્યું છે-વિષયોમાં તૃષ્ણા જેમને છે, તે નરાકાર એવા પશુઓજ છે. શાથી? તો કે-જે તમારી વિભૂતિરૂપ ઇન્દ્રાદિકનેજ ઉપાસેછે, પણ નહિ કે સર્વથી પરસ્વરૂપ એવા તમને.। તેથી શું? તો કહેછે-તેની પાછળ એટલે

---

૧-આ વિષ્ણુ બાર આદિત્યોમાંનાજ એક વિષ્ણુ નામે છે, પણ નહિ કે-ત્રિમૂર્તિમાં પોતાનાજ સ્વરૂપથી અવતાર પામેલા પુરૂષોત્તમ, તેમાં કારણ એજ કે પ્રાણિત્વ-કર્મવશ્યપણું છે માટે, પ્રાણપ્રયોગ છે એ કર્મવશ્યતાની સાથેજ જોડાયેલો છે.।

टी-ननु-सत्यसङ्कल्पस्य भगवतः सङ्कल्पमात्रेणावतरणमुपपद्येत नाम, यद्यवतरणेन तस्य प्रयोजनं स्यात्। अवाप्तसमस्तकामस्य तु न किञ्चित्प्रयोजनम्। न च लीला, सा हि जगत्सर्गादिना सम्पन्ना। तस्मात्स्वशक्तिमात्रेणोद्भवादित्येतदनुपपन्नमित्याशङ्कापरिहारपरतया सूत्रमवतारयति—तदेवेति। स्वशक्तिमात्रोद्भवादित्येतदेवेत्यर्थः। उपपादयतीति-अवाप्तसमस्तकामस्याप्यवतरणे निमित्तकथनमुखेनोपपादयतीति यावत्॥

मुख्यमित्यस्यार्थमाह-प्रधानमिति। कारुण्यमेवावतरणे प्रधानं कारणमित्यर्थः। यद्यप्यवतरणे भगवतो न स्वार्थः। अवाप्तसमस्तकामो हि सः। अथापि परेषां दुःखापनयनायावतरति कारुण्यात्। तदवतरणे कारुण्यं निमित्तम्। यद्यपि दुष्कृतां संहरणमप्यस्यवतरणकृत्यम्, अथापि तत् साधुपरित्राणशेषभूतमिति मुख्यं कारणं कारुण्यमेवेति भावः। निर्निमित्तपरदुःखापाकरणेच्छा कारुण्यमिति। स्वार्थलिप्सया कस्यचित्परदुःखापाचिकीर्षा स्यान्नाम, न तत्कारुण्यमत उक्तम्-निर्निमित्तेति। परदुःखासहिष्णुत्वमित्येतत्। परदुःखदुःखित्वं तदिति परे आचार्याः प्राहुः। हेयप्रत्यनीकस्यापि भगवतो नैतदनुपपन्नम्। परदुःखासहिष्णुत्वलक्षणं परदुःखदुःखित्वं हि कल्याणगुणः। अत एव भगवतो गुणवर्णनप्रकरणे "व्यसनेषु मनुष्याणां भृशं भवति दुःखितः"। इति स्मर्यते। किं तत् परेषां दुःखम्? यदपाकरणेच्छयावतरणम्, कथं वा? तदपाकरणमवतरणेनेत्यत्राह-जन्मकर्मेति। निष्पापानिति। पापमत्र संसृतिबीजं पुण्यपापोभयलक्षणं कर्म। आब्रह्मस्तम्बपर्यन्तमेतदखिलमेव तु तत्त्वदृष्टौ दुःखमयम्, तस्यास्य बीजं दुःखबीजत्वात्पापमेव। दुःखाग्नौ पच्यमानांश्चेतनानवलोक्य परया कृपया स्वयमवतरति तत्तापप्रशमनायेत्येतत्। अवतरणमात्रेण कथं तत्प्रशमनम्? तत्राह-जन्मकर्मस्मरणादिनेति। भगवतो दिव्यानि जन्मकर्मादीन्यनुस्मरन्तश्चेतनाः प्रणष्टदुःखबीजाः प्रशान्तभवतापा भवेयुरिति यावत्। तदुक्तमिति। अवतरणस्य कृपैकहेतुत्वमुक्तमित्यर्थः॥ २-१-२४॥

अवतारेषु चेद्भक्तिर्निःश्रेयसाय प्रभवति, विभूतिष्वपि सा निःश्रेयसाय किं न प्रभवेत्?। अविशेषात्। "केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मये" ति जिज्ञासायां हि विभूतिनिरूपणं प्रवृत्तम्। अतश्च विभूतीनामपि ध्येयतावगम्यत इत्याशयेन शङ्कते-नन्विति॥

विष्णुरविप्रभृतिष्विति। विष्णुरयं द्वादशादित्येष्वन्यतमो विष्णुसंज्ञितः। न त्रिमूर्तिषु स्वेन रूपेणावतीर्णः पुरुषोत्तमः। तत्र हेतुः प्राणित्वादिति। कर्मवश्यत्वादिति यावत्। प्राणयोगो हि कर्मवश्यत्वनियतः। अस्ति नामातिशयो विष्ण्वादिषु विभूतिषु सजातीयेतरापेक्षया। कर्मवश्यतानियतस्तु सः। अकर्मवश्यानामप्युपास्यत्वं प्रतिक्षिप्तम्—"पश्चादुद्भूतबोधाश्च ध्याने नैवोपकारकाः" इति। तर्हि किं वक्तव्यम् कर्मवश्यानामनुपास्यत्व इत्याशयेनाह-स्मर्यते चेति। विभूत्युपासनकानामनर्थं ज्ञापयन्नाह-उक्तं चेति। कण्ठरवेणेति। विभूतित्वेन विभूतीर्निर्दिश्यानुपास्यत्वकथनात्। भगवद्भजनविभूतिभजनयोरर्थानर्थौ ज्ञापयन्नाह—' भेजिरे मुनय " इत्यादिना। क्षेमायेति। अपुनर्भवाय। एतेन—भगवद्भजनस्यापुनर्भवलक्षण अर्थो ज्ञापितः। ऐश्वर्यमजेप्सव इति। एतेन-विभूतिभजनात्पुनर्भवलक्षणोऽनर्थः सूचितः।

मा-उपास्यनाशानन्तरम्, यथा राजकुलमनु-राजकुलनाशानन्तरं यथा तत्सेवकानामाशिषो नश्यन्ति तद्वदिति। "भेजिरे मुनयोऽथाग्रे भगवन्तमधोक्षजम्। सत्त्वं विशुद्धं क्षेमाय कल्पन्ते येऽनु तानिह॥ मुमुक्षवो घोररूपान् हित्वा भूतपतीनथ। नारायणकलाः शान्ता भजन्ति ह्यनसूयवः॥ रजस्तमःप्रकृतयः समशीलान् भजन्ति वै। पितृभूतप्रजेशादीन् श्रियैश्वर्यप्रजेप्सवः॥ वासुदेवपरा वेदा वासुदेवपरा मखाः। वासुदेवपरा योगा वासुदेवपराः क्रियाः॥ वासुदेवपरं ज्ञानं वासुदेवपरं तपः। वासुदेवपरो धर्मो वासुदेवपरा गतिः"॥ प्रपञ्चितं चैतत् प्राक्-"हेया रागत्वात्"इति सूत्रे॥ २-१-२५॥

विभूतित्वमात्रेण भजनीयत्वे बाधकप्रमाणमप्याह-द्यूतेति।

## सू० द्यूतराजसेवयोर्निषेधः॥ २—१—२६॥

धर्मशास्त्रे द्यूतराजसेवयोर्निषेधः श्रूयते—"द्यूतं समाह्वयं

કે ઉપાસ્ય-વિભૂતિનો નાશ થયા પછી, જેમ રાજકુળની પાછળ-એટલે કે રાજકુળ નાશ પામ્યા પછી જેમ તેના સેવકોના મનોરથ નાશ પામેછે, તેની પેઠેજ આ પણ જાણવું. । "પૂર્વે થયેલા મુનિઓએ ક્ષેમ-અપુનર્ભવ માટે સર્વથા વિશુદ્ધ અને સત્ત્વમય એવા અધોક્ષજ ભગવાનને ભજ્યા હતા, માટે તે મુનિઓને અનુસરનારા-એમને માર્ગે ચાલનારા જે મુમુક્ષુઓ ઘોરરૂપ એવા ભૂતપતિઓનો ત્યાગ કરીને અસૂયાએ રહિત થઇને શાન્તમૂર્તિ એવી નારાયણની કળાઓને ભજે છે, તે પણ ક્ષેમ-કલ્યાણને માટેજ કલ્પાયછે. અને રજોગુણ તમોગુણ પ્રધાન સ્વભાવવાળા અને તેથીજ લક્ષ્મી, ઐશ્વર્ય અને પ્રજાઓની ઇચ્છાવાળા મનુષ્યો તો પોતાને તુલ્ય સ્વભાવવાળા એવા પિતૃઓ, ભૂતો અને પ્રજાપતિઓ, એ વિગેરેનેજ ભજેછે.।

સર્વ વેદો વાસુદેવપર છે, સર્વ યજ્ઞો વાસુદેવપર છે, સર્વ યોગ વાસુદેવપર છે, સર્વ ક્રિયાઓ વાસુદેવપર છે, જ્ઞાન વાસુદેવપર છે, તપ વાસુદેવપર છે, ધર્મ વાસુદેવપર છે, ગતિ-પ્રાપ્તિ વાસુદેવપર છે."। આ સઘળું પ્રથમ-"હેયા રાગત્વાત્" એ સૂત્રના વ્યાખ્યાન પ્રસંગે વિસ્તારથી કહેવામાં આવ્યું છે. ॥ ૨-૧-૨૫॥

ફક્ત વિભૂતિપણાને લીધેજ ભજનીય માનવામાં બાધક એવું શાસ્ત્રપ્રમાણ પણ કહેછે—

### દ્યૂત અને રાજસેવાનો નિષેધ છે. ॥ ૨-૧-૨૬॥

ધર્મશાસ્ત્રમાં દ્યૂત અને રાજસેવાનો નિષેધ સાંભળવામાં આવેછે-"દ્યૂત અને સમાહ્વય તેને જે કરે અથવા કરાવે, તે સર્વનો રાજા નાશ કરાવે, તેમજ શૂદ્ર થઇને-હોઇને દ્વિજાતિનું ચિહ્ન ધારે તો તેઓનો પણ રાજા નાશ કરાવે." એમ મનુ કહે છે.।

भा–चैव यः कुर्यात् कारयेत वा । तान् सर्वान् घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः " इति मनुः । " नाक्षैर्दिव्येन्नाददीतान्यवित्तम् " इति भारते कापिलोक्तेः । " द्यूतसंव्यवहारी च प्राणिहिंसारताश्च ये । वैतरण्यां निपात्यन्ते ये नरा बन्धुघातका " इति यमस्मृतेः । "प्रतिग्रहे सूनिचक्रिध्वजिवेश्यानराधिपाः । दुष्टा दशगुणं पूर्वात् पूर्वादेते यथाक्रमम् " इति याज्ञवल्क्योक्तेः । " न राज्ञः प्रतिगृह्णीयात् " इत्यादिस्मृतिसमूहैर्द्यूतराजसेवयोर्निषिद्धत्त्वाज्जीवरूपा विभूतिर्न सेव्येत्यर्थः ॥ २–१–२६ ॥

नन्वेवं श्रीवासुदेवः श्रीकृष्णोऽप्यभजनीयः स्यात्तस्यापि विभूतित्त्वादित्यत आह—वासुदेवेऽपीति ॥

**सू० वासुदेवेऽपि तुल्यमिति चेन्नाकारमात्रत्त्वात्तस्य ॥२-१-२७॥**

यदि विभूतिरभजनीया तर्हि वासुदेवे–श्रीकृष्णेऽप्यभजनीयत्त्वं तुल्यमिति चेन्न, तस्य श्रीवासुदेवस्य कृष्णस्य जगदुपकृतिमर्त्य-

---

વળી ભારતમાં કપિલદેવજીએ પણ–" પાસાઓથી રમવું નહિ તેમજ બીજાઓનું દ્રવ્ય લેવું નહિ. " એમ કહ્યું છે. । વળી–" જે દ્યૂતથી વ્યવહાર કરીને જીવનારો હોય, તેમજ જે પ્રાણીઓની હિંસા કરવામાં પ્રીતિવાળા હોય, તથા જે માણસો પોતાના બન્ધુઓનો ઘાત કરનારા હોય, તેમને વૈતરણીમાં નાખવામાં આવે છે. " એમ યમસ્મૃતિનું વચન છે માટે. । "સૂની–હિંસા કરનારા, ચક્રી–ઘાણી ફેરવનારા, ધ્વજી–દારૂ વેચનારા, વેશ્યા–સર્વની સ્ત્રી અને નરાધિપ, આ બધા અનુક્રમે પ્રતિગ્રહ લેવામાં પહેલા પહેલાના કરતાં ઉત્તરોત્તર દશ દશગણા દુષ્ટ–અધમ માનેલા છે. " એમ યાજ્ઞવલ્ક્ય-મુનિએ કહ્યું છે માટે.। "રાજા થકી પ્રતિગ્રહ ન લેવો." ઈત્યાદિક સ્મૃતિસમૂહોએ દ્યૂતસેવા અને રાજસેવાનું નિષિદ્ધપણું છે માટે જીવરૂપ વિભૂતિ સેવવા યોગ્ય નથી. એ અર્થ છે. ॥ ૨–૧–૨૬ ॥

નનુ–શંકા, એમ તો શ્રીવાસુદેવ એવા શ્રીકૃષ્ણ પણ અભજનીય થાય–ગણાય, કેમકે તેમને પણ વિભૂતિપણું છે માટે. । એ શંકાના સમાધાન માટે કહેછે—

**વાસુદેવને વિષે પણ તુલ્ય છે, તો કે નહિ, તેમને મનુષ્યાકારમાત્રપણું છે માટે. ॥ ૨–૧–૨૭ ॥**

જો વિભૂતિ અભજનીય હોય, તો વાસુદેવ-શ્રીકૃષ્ણમાં પણ અભજનીયત્વ તુલ્યજ છે, તો કે નહિ, તે શ્રીવાસુદેવ શ્રીકૃષ્ણને તો–પોતે જગતના ઉપકાર માટે મર્ત્યભાવને પામેલા છે, તો પણ પોતાના મૂળ સ્વભાવને ત્યાગ નહિ કરનારા અને

भा-स्याजहत्स्वस्वभावस्यास्पृष्टाशेषदोषगन्धस्यावाप्तसमस्तकामस्य परब्रह्मणः, सर्वेषां जीवानामाश्रयणीयत्वाय मनुष्याकारमात्रत्वात्। तथा चोक्तं गीतायामर्जुनेन-" परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान्। पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम्॥ आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा। असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे" इति। तथा-" एष नारायणः श्रीमान् क्षीरार्णवनिकेतनः। नागपर्यङ्कमुत्सृज्येहागतो मथुरां पुरीम्॥ पुण्या द्वारवती तत्र यत्रास्ते मधुसूदनः। साक्षाद्देवः पुराणोऽसौ स हि धर्मः सनातनः॥ ये च वेदविदो विप्रा ये चाध्यात्मविदो जनाः। ते वदन्ति महात्मानं कृष्णं धर्मं सनातनम्॥ पवित्राणां हि गोविन्दः पवित्रं परमुच्यते। पुण्यानामपि पुण्योऽसौ मङ्गलानां च मङ्गलम्॥ त्रैलोक्ये पुण्डरीकाक्षो देवदेवः सनातनः। आस्ते हरिरचिन्त्यात्मा तत्रैव मधुसूदनः॥ यत्र नारायणो देवः परमात्मा समाहितः। तत्र कृत्स्नं जगत् पार्थ! तीर्थान्यायतनानि च॥ तत्पुण्यं तत्परं ब्रह्म तत्तीर्थं तत्तपोवनम्। तत्र

તેથીજ અશેષ દોષનો ગન્ધ પણ જેમને સ્પર્શ કરતોજ નથી અને સમસ્ત કામ-મનોરથની સિદ્ધિને તો પામેલાજ, એવા પરબ્રહ્મને સર્વ જીવોને આશ્રય કરવાને યોગ્ય થવાને માટે મનુષ્યાકારે થવામાત્રપણું છે માટે.। તેજ પ્રમાણે ગીતામાં અર્જુને કહ્યું છે–" તમે પરબ્રહ્મ, પરમ ધામ અને પરમ-સર્વોત્કૃષ્ટ પવિત્રમૂર્તિ છો. તમને શાશ્વત, દિવ્ય પુરૂષ, આદિ દેવ, અજ અને વિભુ, એમ બધાય ઋષિઓ કહે છે, તથા દેવર્ષિ નારદમુનિ, અસિત, દેવળ અને વ્યાસમુનિ પણ કહે છે. અને તમે પોતે પણ મને એમજ કહો છો." એમ.।

તથા–" ક્ષીરસમુદ્રમાં રહેનારા આ શ્રીમન્નારાયણ ભગવાન નાગશય્યાનો પરિત્યાગ કરીને અહીંઆં મથુરાપુરીમાં આવેલા છે. પવિત્ર દ્વારકાપુરી ત્યાંજ છે, કે-જ્યાં મધુસૂદન ભગવાન નિવાસ કરીને રહેછે. અને એ સાક્ષાત્ પુરાણ દેવ પરમાત્મા તેજ સનાતન ધર્મ છે. વેદને જાણનારા જે વિપ્રજનો અને અધ્યાત્મ તત્ત્વને જાણનારા જે જ્ઞાનીજનો, તે સર્વે મહાત્મા શ્રીકૃષ્ણનેજ સનાતન ધર્મ કહેછે. સર્વ પવિત્ર પદાર્થોમાં ગોવિન્દ ભગવાનજ પરમ પવિત્ર કહેવાય છે, સર્વ પુણ્યકારી વસ્તુઓમાં પણ એજ પરમ પુણ્યકારી છે, સર્વ મંગળોના પણ મંગળ એજ છે અને ત્રિલોકીમાં પણ પુંડરીકાક્ષ-કમળ સરખાં નેત્રવાળા, સર્વ દેવોના પણ દેવ એવા સનાતન શ્રીહરિ અચિન્ત્યસ્વરૂપ મધુસૂદન પ્રભુ ત્યાંજ નિવાસ કરીને રહે છે. અને હે પાર્થ! પરમાત્મા શ્રીનારાયણદેવ જ્યાં વાસ કરેછે, ત્યાંજ સઘળું જગત્ છે, સર્વ તીર્થો અને સઘળાં આયતનો પણ

भा-देवर्षयः सिद्धाः सर्वे चैव तपोधनाः॥ आदिदेवो महायोगी यत्रास्ते मधुसूदनः। पुण्यानामपि तत्पुण्यं मा भूत्ते संशयोऽत्र वै ॥ कृष्ण एव हि लोकानामुत्पत्तिरपि चाव्ययः। कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्" ॥ इत्यादीनि हि भूयांसि महर्षिवचनानि श्रूयन्ते। तथा च श्रीमद्भागवते—"अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम्। यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम्" ॥ इति ॥२-१-२७॥

तथात्वे हेत्वन्तरमाह-प्रत्यभिज्ञानाच्चेति ॥

## सू० प्रत्यभिज्ञानाच्च ॥ २—१—२८ ॥

"यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥ यो मामेवमसम्मूढो जानाति पुरुषोत्तमम्। स सर्वविद्भजति माम्" इति। "वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम्"। "अहमात्मा गुडाकेश ! सर्वभूता-

ત્યાંજ છે. તેજ પુણ્ય-પવિત્ર સ્થાન છે, તેજ પર-મોટું બ્રહ્મ ધામ છે, તેજ તીર્થ અને તેજ તપોવન છે. સિદ્ધ એવા દેવર્ષિઓ અને તપરૂપી ધનવાળા સર્વ તપસ્વીઓ પણ ત્યાંજ છે. અને હે રાજન્! આદિ દેવ એવા મહાયોગી મધુસૂદન પ્રભુ જ્યાં રહે છે, તેજ પરમ પવિત્રમાં પણ પવિત્ર સર્વોત્તમ સ્થાન છે. આમાં તારે સંશય રાખવાની જરૂરજ નથી.। અને અવિકારી એવા કૃષ્ણજ સઘળા લોકોની ઉત્પત્તિ-ઉદય સ્થાન છે. અને આ ચરાચર એવું સઘળું વિશ્વ પણ કૃષ્ણને માટે જ રચાયેલું છે."। આ વિગેરે ઘણાંક મહર્ષિઓનાં વચનો સંભળાય છે.। તેમજ શ્રીમદ્ભાગવતમાં-"નન્દ અને ગોપ વિગેરે વ્રજવાસીઓનાં અહો ભાગ્ય છે. અહો ભાગ્ય છે. કારણ કે-પરમ આનન્દમય-સ્વરૂપ સનાતન પૂર્ણ બ્રહ્મ પરમાત્મા એજ જેમના મિત્ર થઇને વર્તે છે."। આ પ્રમાણે બ્રહ્માએજ કહ્યું છે. ॥ ૨-૧-૨૭ ॥

તેમ હોવાનો બીજો હેતુ પણ છે એમ કહે છે –

**પ્રત્યભિજ્ઞાન છે તેથી પણ. ॥ ૨-૧-૨૮ ॥**

"જેથી ક્ષર-જીવસમૂહને અતિક્રમણ કરીને તેથી પરસ્વરૂપે હું રહેલો છું, અને અક્ષર-મુક્તસમૂહ થકી પણ હું ઉત્તમ-પર છું, માટેજ લોકમાં-શાસ્ત્રમાં અને વેદમાં પણ **પુરૂષોત્તમ** નામે હું પ્રસિદ્ધ છું, માયામોહથી રહિત એવો જે જ્ઞાની ભક્ત આ પ્રમાણે મને-પુરૂષોત્તમને જાણે છે, તે સર્વવિત્ પુરૂષ મને ભજે છે." એમ। વળી—"સર્વ વેદોથી હુંજ જાણવા યોગ્ય છું, વેદાન્ત કરનારો અને વેદને જાણનારો પણ હુંજ છું" હે ગુડાકેશ! સર્વ ભૂતમાત્રના હૃદયસ્થાનમાં રહેલો આત્મા-જીવ હું છું." "હું ક્યારેય ન હતો એમ નહિ, કિંતુ-હતોજ."। "સકળ વિશ્વનો પ્રભવ-ઉત્પત્તિસ્થાન, તથા

भा-शयस्थितः"। "न त्वेवाहं जातु नासम्"। "अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा"। "अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते"। "विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्"। "तेषामहं समुद्धर्त्ता मृत्युसंसारसागरात्"। "अहं बीजप्रदः पिता"। "वेदाहं समतीतानि"। इत्यादिषु श्रीकृष्णस्य पूर्णब्रह्मत्त्वेन प्रत्यभिज्ञानात्—असाधारणलिङ्गैः प्रत्यभिज्ञापनादिति यावत् ॥२-१-२८॥

ननु—तर्हि कथं? विभूतिमध्ये तत्कीर्तनमित्यत आह—वृष्णिष्विति।

## सू० वृष्णिषु श्रैष्ठयात्तथाभिधानात् ॥२-१-२९॥

तस्य श्रीवासुदेवस्य भगवतः वृष्णिष्वाविर्भूतस्य, स्वरूपस्वभावगुणैश्वर्यादिभिः श्रैष्ठयात्, तथा-विभूतित्त्वेन, अभिधानात्। श्रेष्ठत्त्वमात्रकथनाय विभूतिषु गणनम्, न तु स्वयं विभूतिरित्यर्थः॥२-१-२९॥

वासुदेवस्यैव विभूत्यन्तर्गता येऽवतारास्तेषां रामचन्द्रादीनां च भक्तिः परैवेत्याह—एवं तत्तदालम्बनापीति॥

પ્રલયસ્થાન પણ હુંજ છું." "હું સર્વનો કારણભૂત છું અને આ બધું મારાથીજ પ્રવર્તે છે." "આ સઘળા જગત્‌ને હું મારા એક અંશથી–શરીરરૂપ ચિત્‌અચિત્‌થી અવષ્ટંભીને–ધારીને રહેલો છું" "તે મારા ભક્તોનો મૃત્યુની પરમ્પરારૂપ સંસાર સાગરથી સમુદ્ધાર કરનાર હું છું." સર્વનો બીજપ્રદ પિતા હું છું." "થઇ ગયેલાઓને–સર્વને હું જાણું છું." ઇત્યાદિક વાક્યોમાં શ્રીકૃષ્ણનું પૂર્ણ બ્રહ્મપણે પ્રત્યભિજ્ઞાન—સ્મરણ છે. એટલે કે પરબ્રહ્મનાં અસાધારણ ચિહ્નોથી જણાવ્યા—ઓળખાવ્યા છે. એ એનો ખરો અર્થ છે. ॥ ૨–૧–૨૮ ॥

નનુ–શંકા, ત્યારે કેમ વિભૂતિની અંદર તેમને કહ્યાછે?–ગણ્યાછે? એના સમાધાન માટે કહે છે—

**યાદવોમાં (તેમનું) શ્રેષ્ઠત્વ હોવાથી તેમ કહ્યું છે માટે. ॥ ૨–૧–૨૯ ॥**

યાદવોમાં આવિર્ભાવ પામેલા તે શ્રીવાસુદેવ ભગવાનનું સ્વરૂપ, સ્વભાવ, ગુણ અને ઐશ્વર્યાદિકથી શ્રેષ્ઠત્વ હોવાથી, તથા–"वृष्णीनां वासुदेवोऽस्मि" એમ વિભૂતિપણે અભિધાન છે માટે। વૃષ્ણિઓમાં–યાદવોમાં શ્રેષ્ઠત્વમાત્ર કહેવા સારૂ વિભૂતિઓમાં ગણના કરી છે, પરંતુ–નહિ કે પોતે વિભૂતિ છે. એ અભિપ્રાય છે. ॥ ૨–૧–૨૯ ॥

હવે–વાસુદેવની પેઠેજ વિભૂતિઓમાં જેમની ગણના થઇ છે, તેના શ્રીરામચન્દ્રાદિકની પણ ભક્તિ **પરા** ભક્તિજ છે એમ કહેછે—

टी–इदमत्र बोध्यम्–यद्यपि “ केषु ? केषु ? च भावेषु चिन्त्योऽसि भगवन्मया ” इति जिज्ञासायां प्रवृत्तमेतद्विभूतिनिरूपणम्। तथापि नैतद्विभूतेर्भजनीयत्वं गमयति। चिन्त्योऽसीति तु जिज्ञासा, वक्ष्यमाणविभूतिभिश्चिन्त्यता तु भगवत एव गम्यते। तदीयनियमनैश्वर्यविशेषशालितया विष्ण्वादीनां तदीयविभूतिता। तद्विभूतिविशिष्टस्य ध्येयत्वमुक्तं भवतीति ॥ २-१-२५ ॥

ननु—' यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ” ॥ इति स्वतेजोंऽशत्वोक्त्या भजनीयत्वं स्यात्तामेत्याशङ्कां हृदि निधायाह–विभूतित्वेति।

धर्मशास्त्रे द्यूतराजसेवयोर्निषेधः श्रूयत इति। अयम्भावः—गण्यते तु द्यूतमपि विभूतौ–“ द्यूतं छलयतामस्मी"ति। राजा च तथा–“ नराणां च नराधिपः ” इति। न च विभूतिरिति तत्सेवनं युक्तम्, प्रत्युत प्रतिषेधात्। तद्विभूतित्वं न भजनीयत्वे निमित्तम्। तत्तद्विभूतिगततत्तद्नियमस्य भगवत्सङ्कल्पैकदेशायत्तत्वमभिप्रेत्योच्यते "तेजोंऽशसम्भव"मिति। तेन भगवत एवैश्वर्यातिशयावबोधनेन भजनीयता वबोध्यते ॥ २-१-२६ ॥

तुल्यमिति। निमित्तैकत्वयोगेनेत्येतत्। “ वृष्णीनां वासुदेवोऽस्मी"ति विभूतिमध्ये गणनाद्विभूतिमत एव चोपास्यतया सूर्यादीनां विभूत्यन्तराणामिवानुपास्यत्वं स्यादिति भावः। मनुष्याकारमात्रत्वादिति। मात्रशब्देन कर्मवश्यजीवभावः शङ्कादिवत्। तथाविधजीवव्यवहितावतारश्च व्यावर्त्यते। भगवतो वसुदेवगृहे साक्षात्पूर्णात्मनावतारे प्रमाणान्याह—तथा चोक्तमिति ॥ २-१-२७ ॥

तथात्वे—परस्य ब्रह्मणः साक्षात्पूर्णात्मना वसुदेवसूनुतयावतीर्णत्वे। प्रत्यभिज्ञायते—अयमेव परं ब्रह्मेति येन लिङ्गेन, तत् प्रत्यभिज्ञानमुच्यते। तस्मात्–परब्रह्मत्वप्रत्यभिज्ञापकासाधारणलिङ्गादित्यर्थः। तदवबोधकानि वचनान्यनुवदति–“ यस्मादि"त्यादिना। पुरुषोत्तमत्वं, सकलवेदवेदान्तवेद्यत्वम्, प्रभवप्रलयादिहेतुत्वम्, इत्यादीनि प्रत्यभिज्ञापकलिङ्गानि ॥ २-१-२८ ॥

श्रैष्ठ्यादिति। विभूतिपरिकीर्तनं हि स्वस्यैश्वर्यविशेषज्ञापनाय, तत्र स्वनियाम्यगतैश्वर्यविशेषस्य स्वसत्ताधीनसत्ताकत्वोपपादनेन स्वस्यैवैश्वर्यं प्रपञ्चितम्। “ वृष्णीनां वासुदेवोऽस्मी ” त्यत्र तु स्वस्यैवासाधारणमवतरणकालिकमैश्वर्यं विवक्षितमिति न विभूतिप्रकरणवैरूप्यमिति भावः। वसुदेवसूनुत्वलक्षणमैश्वर्यं विवक्षितमिति तु सारतमम्। “ अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्। परं भावमजानन्त ” इत्यत्र विवक्षितोऽयमेव तु परो भावः ॥ २-१-२९ ॥

विभूत्यन्तर्गता इति। “ रामः शस्त्रभृतामहम् ” इति विभूतिमध्ये परिगण्यमानः। इदमुपलक्षकमवतारान्तराणाम्। छत्रिन्यायेन बहुवचनान्तनिर्देशोपपत्तिः॥

यथा श्रीकृष्णस्येति। अयं कृष्णशब्दः परमव्योमनिलयं परस्वरूपमधिकृत्य प्रवर्त्तते। इममेवाशयं स्फुटयति–सर्वेति। स्वरूपैक्येन भगवतो वसुदेवगृहेऽवतीर्णस्यैव वा परामर्शः। जन्ममरणनिवृत्तये इति। तदुपासनेनापुनर्भवापादनायेति यावत्।

सू० एवं तत्तदालम्बनापि भक्तिः परा ॥ २-१-३० ॥

इति श्रीभक्तिमीमांसाशास्त्रस्य श्रीशाण्डिल्यमुनिप्रणीतस्य भक्तिसूत्रस्य द्वितीयाध्यायस्य प्रथममाह्निकम् ॥ २-१ ॥

भा-यथा श्रीकृष्णस्य सर्वाविर्भावकारणस्यावतारिणो भक्तिः परा-परमनिःश्रेयसकरी, एवं विभूत्यन्तर्गता येऽन्ये तदवतारा रामचन्द्रादयः, तत्तदालम्बना—तेषां तेषामवताराणां स्वरूपमवलम्ब्य कृता या भक्तिः, सा परैव—परमनिःश्रेयसप्रदैव। कुतः ? भगवदवताराणां, जीवानां जन्ममरणनिवृत्तयेऽनन्ताव्ययसुखप्रदानाय च प्रादुर्भूतत्वादवतारावतारिणोरैक्याच्चेत्यर्थः ॥ २- १—३० ॥

इति श्री परभक्तिसमाराध्यभगवत्सहजानन्दपरमानुग्रहपात्रभूत-सकलविद्वज्जनसाधुजनपूजित-सद्गुरुवर्य श्री नित्यानन्दमुनि-विरचिते श्री शाण्डिल्यसूत्रभाष्ये द्वितीयाध्यायस्य प्रथममाह्निकम् ॥ २—१ ॥

---

એજ પ્રમાણે તે તે અવતારના અવલમ્બનવાળી પણ ભક્તિ પરા (ભક્તિ) જ છે. ॥ ૨-૧-૩૦ ॥

ઇતિ શ્રીભક્તિમીમાંસાશાસ્ત્રરૂપ શ્રીશાણ્ડિલ્યમુનિપ્રણીત ભક્તિસૂત્રના દ્વિતીયાધ્યાયનું પ્રથમ આહ્નિક સમ્પૂર્ણ થયું. ॥ ૨-૧ ॥

જેમ સર્વ આવિર્ભાવના કારણભૂત અવતારી શ્રીકૃષ્ણ પરબ્રહ્મની ભક્તિ પરા-પરમ નિઃશ્રેયસને કરનારી છે, એજ પ્રમાણે વિભૂતિઓની અંદર આવેલા જે બીજા તેમના રામચન્દ્રાદિક અવતારો, તે તે અવલમ્બનવાળી, એટલે કે તે તે અવતારોના સ્વરૂપને અવલમ્બીને કરેલી જે ભક્તિ, તે ભક્તિ પણ પરા ભક્તિજ છે. એટલે કે-પરમ નિઃશ્રેયસને આપનારીજ છે. । શાથી ? તો કે-ભગવાનના અવતારોનું જીવોના જન્મમરણની નિવૃત્તિ માટે, તેમજ-અનન્ત અને અવિનાશી એવું સુખ આપવા માટે પ્રગટ થવાપણું છે માટે. અને વળી અવતાર અને અવતારીનું સ્વરૂપથી ઐક્ય છે, માટે પણ એ અર્થ છે ॥ ૨-૧-૩૦ ॥

ઇતિ શ્રી પરભક્તિસમારાધ્યભગવત્સહજાનન્દપરમાનુગ્રહપાત્રભૂત—સકળવિદ્વજ્જનસાધુજનપૂજીત-સદ્ગુરુવર્ય શ્રીનિત્યાનન્દમુનિ-વિરચિતે શ્રી શાણ્ડિલ્યસૂત્રભાષ્યે દ્વિતીયાધ્યાયસ્ય પ્રથમમાહ્નિકં સમાપ્તમ્ ॥ ૨-૧ ॥

टी–अनन्ताव्ययसुखेति । ये पुनः परमभक्तास्तेषां स्वीयदिव्यरूपप्रदर्शनेनापरिमित-सुखमापादयितुमिति यावत् ।

यद्वा-प्राप्यकोटौ बन्धनिवृत्तिरपरिमितब्रह्मानन्दानुभवश्चेति यद् द्वैविध्यं तदभि-प्रेत्य जन्ममरणनिवृत्तयेऽनन्ताव्ययसुखप्रदानाय चेत्युक्तम् ।

अवतारावतारिणोरैक्यादिति । परमव्योमनिलयस्य परस्वरूपस्य, साधुपरि-त्राणायावनितलमलङ्कुर्वतोऽवतारस्वरूपस्य च भेदाभावादिति यावत् ।

तथा च सुधासिन्धौ—

" गोलोकाधिपतिर्यो हि स एवास्त्यत्र नेतरः ।
स्वतन्त्रः स्वेच्छयैवासौ नराकारेण दृश्यते ॥
स्वरूपभेदो नास्त्येव ज्ञेयमित्थं मनीषिभिः " ॥
" स प्रभुः कृपया सर्वदेहिनां श्रेयसे नृपु ।
स्वशक्तिपार्षदैश्वर्यैः सहाविर्भवतीह वै ॥
अतः साक्षाद्धरेरूपं रूपं पञ्चाक्षरस्थितम् ।
तयोर्ये न विदुर्भेदं ज्ञानिभक्तास्त उत्तमाः " ॥
" तेजोराशिर्भवत्येकः कोटीन्द्वर्काग्निसप्रभः ।
यमाहुरक्षरं ब्रह्मानन्तं कृष्णस्य धाम च ॥
अस्ति तत्र स्वयं साक्षाद्भगवान् पुरुषोत्तमः ।
अवतारा भवन्त्यत्र तस्मादेवाखिला अपि " ॥
" अतो योऽस्त्यक्षरे धाम्नि गुणातीते हरिः स्वयम् ।
स एवास्त्यत्र प्रत्यक्षो नास्त्यल्पापि तयोर्भिदा " इति ॥

इदमेव सूत्रमन्यैरेवमपि पठ्यते–"एवं प्रसिद्धेषु चे"ति । आशयस्त्वनन्यः ॥२–१–३०॥

इति श्री परमसद्गुरु श्री नित्यानन्दमुनिशिष्य-कृष्णजीव-नदासमुनिविरचितायां शाण्डिल्यसूत्रभाष्यटीकायां भक्तितत्त्वप्रकाशिकायां द्वितीयाध्यायस्य प्रथममाह्निकम् समाप्तम् ॥२–१॥



द्वितीयाध्यायस्य--

## द्वितीयमाह्निकम्।

भा--श्रवणाद्यङ्गसंसाध्यपरभक्त्येकगोचरः।
जयति सहजानन्दः सर्वाविर्भावकारणम् ॥ १ ॥

अथ परायाः भक्तेरनुकूलानि श्रवणादीन्यभिधीयन्ते-

**सू० भक्त्या भजनोपसंहारात् गौणी परायै तद्धेतुत्त्वात् ॥२-२-१॥**

श्रवणकीर्तनस्मरणपादसेवार्चनादिरूपा या गौणी भगवद्भक्तिः, सा परायै--परानुरागलक्षणमुख्यभक्त्यै क्रियते। तत्र हेतुः तद्धेतुत्त्वात्-तेषां श्रवणादीनां मुख्यभक्त्युत्पादकत्त्वात्। तथाहेतुत्त्वे प्रमाणमाह-भक्त्या भजनोपसंहारात्। अतश्च "सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः। नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते" इत्यत्र श्रवणकीर्तनस्मरणादिभक्तेः प्रेमलक्षणमुख्यभक्तिहेतुत्त्वं प्रतीयते ॥ २--२--१ ॥

---

આહ્નિક-૨ જું--

શ્રવણાદિક અંગ ભકિતથી સમ્યક્ પ્રકારે સિદ્ધ થતી એવી પરા-પ્રેમભકિતથીજ એક ગોચર-પ્રત્યક્ષ થઇ શકે એવા અને સર્વ આવિર્ભાવોના કારણરૂપ એવા શ્રી સહજાનન્દસ્વામી આ લોકમાં સદાય જયકારી વર્તે છે. ॥ ૧ ॥

હવે-પરા ભકિતને અનુકૂળ એવાં શ્રવણાદિક સાધનો કહેવામાં આવે છે-

**ભકિતથી ભજનનો ઉપસંહાર કર્યો છે માટે ગૌણી ભકિત પરા ભક્તિને માટે છે. તેમાં તેનું હેતુપણું છે માટે. ॥ ૨-૨-૧ ॥**

શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવા, અર્ચન, એ વિગેરે રૂપ જે ગૌણી ભગવદ્ભક્તિ છે, તે પરાભકિતને માટે છે-પરાનુરાગલક્ષણ એવી મુખ્ય ભકિતની સિદ્ધિ માટે કરવામાં આવેછે. તેમાં હેતુ-તેમાં તેનું હેતુપણું છે માટે-એટલે કે-તે શ્રવણાદિકને મુખ્ય ભક્તિને ઉત્પાદન કરવાપણું છે માટે.। તે પ્રમાણે હેતુપણું હોવામાં પ્રમાણ કહેછે-ભક્તિથી ભજનનો ઉપસંહાર છે માટે.। અને એથીજ-"અખંડ મારૂંજ કીર્તન કરતા, મારે માટેજ પ્રયત્ન કરતા, દ્રઢ વ્રત પાળતા, મનેજ ભકિતથી નમસ્કાર કરતા, એવા થકા નિત્ય સાવધાન થઇને મારીજ ઉપાસના કરેછે." આ પ્રમાણે આ શ્લોકમાં શ્રવણ, કીર્તન અને સ્મરણાદિક ભકિતનું પ્રેમલક્ષણા મુખ્ય ભકિતમાં હેતુપણું સ્પષ્ટ જણાય છે. ॥ ૨-૨-૧ ॥

## द्वितीयमाह्निकम्—

टी—पराया भक्तेरिति । श्रवणादिषु गौणी भक्तिरिति व्यपदेशमभिप्रेत्य तद्व्यावर्तनाय पराया इति । अनुकूलानीति । अन्तरङ्गाणीत्येतत् । यानि तु— "श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य" इति श्रूयमाणानि श्रवणमननादीनि तानि चेत्तदपेक्षया बहिरङ्गाणि । यदेतानि श्रवणकीर्तनस्मरणपादसेवनार्चनवन्दनदास्यसख्यात्मनिवेदनान्यत्यर्थप्रेमगर्भं क्रियमाणानि, सपदि परिपूर्णानन्यप्रेमपरिपाकातिशयलक्षणपरभक्तिस्वरूपेण परिवर्त्तन्ते । श्रवणमननादीनि त्वौपनिषदान्यधिकृताधिकाराण्येतदनपेक्षाणि न प्रभवन्ति परिपूर्णभक्तिनिष्पत्तये । एतत्सम्पत्तौ च सम्पन्नायां नौपनिषदश्रवणाद्यपेक्षा । एतन्निष्पत्तेः पूर्वमेव तदुपयोगः । एतत्सम्पत्तिश्च तन्निरपेक्षा तु कचित् । अत एव परभक्तावधिकारः सर्वेषाम् । दर्शयिष्यति च सूत्रकारः । औपनिषदश्रवणादिप्रतिनियते कर्मयोगज्ञानयोगाङ्गके भक्तियोगे तु भक्तिस्वरूपाविशेषेऽप्यङ्गवैलक्षण्येनाधिकृताधिकारता ॥

परार्थं इत्येतद्व्याचष्टे-परानुरागलक्षणमुख्यभक्त्यर्थं इति । कर्तव्येति शेषः । तत्र हेतुः—कर्त्तव्यतायां हेतुः । तथा हेतुत्वे इति । गौणभक्तेर्मुख्यभक्तिहेतुत्वे । श्रवणादीनां गौणभक्तित्वे, गौण्या मुख्ये साधनत्वे च किं प्रमाणमिति भावः । भक्त्या भजनोपसंहारादिति । अतश्चेति । अयम्भावः--"महात्मानस्तु मां पार्थ ! दैवीं प्रकृतिमाश्रिताः । भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम्" ॥ इति भजनं प्रस्तुत्य "सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः । नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते" इति कीर्त्तनादीनां भजने उपकरणभावमुपवर्ण्य "ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्" । इति तदेव भजनं भक्त्या उपसंहृतम् । भक्तिसाध्यतया उपसंहृतम् । ततश्च कीर्त्तनादेर्गौणभक्तित्वं, तस्य च मुख्यभक्तौ साधनत्वमवगम्यते । अन्यथा हि भक्त्या भजन्तीत्यनन्वितं स्यात् । न हि भक्तेर्भक्तौ साधनत्वम्, तृतीयाश्रुतिर्हि साधनभावं गमयति । "श्येनेन यजेत"त्यादाविव धात्वर्थाविवक्षायां स्वारस्यभङ्गः । सामान्यविशेषभेदेन श्येनयागयोरन्वयोऽपि सुघटस्तत्र । इह तु न तथा । तद्गौणभक्त्याः प्रधानभक्तौ साधनत्वम्, कीर्त्तनादेश्च गौणभक्तित्वं सिद्ध्यतीति ॥२-२-१ ॥

कुतस्त्विति प्रक्षेपे । न कुतश्चिदिति यावत् । अयमाशयः-ननु "श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनम्" इत्यन्यत्र श्रवणर्त्तनादेर्गौणभक्तित्वं प्रसिद्धम् । इह तु भक्त्या भजनोपसंहारप्रकरणे नैतच्छ्रूयते तत्कथं श्रवणादेः साधनत्वमवगम्यत इति ।

भगवति गाढस्नेह इति । परानुरागलक्षणा भक्तिरित्येतत् । स एवार्थो यस्या इति । तच्छेषभूतेति यावत् । शेषस्तदर्थ इति हि शेषलक्षणम् । तदेकातिशयाधानेच्छयोपादेयत्वमेव यस्य स शेषः, परः शेषीति च भाषितं भाष्यकारैः । उपादीयते तु कीर्त्तनादिभिरनुरागलक्षणपरभक्तिगतप्रकर्षाधानतेव । तथाभूता या प्रकीर्त्तिः— प्रकर्षेण कीर्त्तनम् इति । "सततं कीर्त्तयन्तो माम्" इत्युक्तलक्षणं निरन्तरकीर्त्तन-

भा-कुतस्तु श्रवणादीनामित्यत आह—रागार्थेति ॥

सू० रागार्थप्रकीर्त्तिसाहचर्यादितरेषां च ॥ २-२-२ ॥

चकारोऽप्यर्थः । रागो भगवति गाढस्नेहः स एवार्थो यस्यास्तथाभूता या प्रकीर्त्तिः-प्रकर्षेण कीर्त्तनम्, तया साहचर्यात्-सह पठनात्, इतरेषामपि-श्रवणादीनामपि परमप्रेमभक्तिहेतुता सिद्धैवेत्यर्थः ॥ २—२—२ ॥

एतदेव विशदयति अन्तराल इति ।

सू० अन्तराले तु सर्वेऽपि शेषाः स्युरुपासनाकाण्डत्वात् ॥२-२-३॥

परभक्त्युपक्रमोपसंहारयोरन्तराले-मध्ये । सर्वेऽपि-कायवाङ्मनोव्यापाराः, कायव्यापाराः-नमस्कारार्चनवन्दनपादसेवनश्रवणरूपाः । वाग्व्यापारः-कीर्त्तनम् । मनोव्यापारः-स्मरणसख्यात्मनिवेदनादिः। इत्येते शेषाः स्युः-मुख्यभक्त्यङ्गभूता भवन्ति । तत्र हेतुः - उपासनाकाण्डत्वात्—भगवद्भक्त्यर्थं कृतानामेतेषामुपासनाकाण्डरूपत्वात् ।

---

શ્રવણાદિકનું તો હેતુપણું કેમ કહેવાય? એના સમાધાન માટે કહેછે-

**રાગાર્થક પ્રકીર્તિની સાથે સાહચર્ય છે, માટે બીજાઓનું પણ (હેતુપણું છે.) ॥૨-૨-૨॥**

ચકારનો અપિ અર્થ જાણવો, રાગ-ભગવાનમાં ગાઢ સ્નેહ તેજ અર્થ જેનો છે, તેવી રીતની જે પ્રકીર્તિ પ્રકર્ષપણે સતત કીર્તન, તેની સાથે સાહચર્ય-સહપઠન છે માટે, બીજાં-શ્રવણાદિકની પણ પરમ પ્રેમરૂપ પરા ભક્તિમાં હેતુતા સિદ્ધજ થઇ એ અર્થ છે. ॥ ૨-૨-૨॥

એજ વાત ચોખવટથી કહેછે—

**મધ્યે તો સર્વ વ્યાપારો અંતર્ભૂતજ થાય. ઉપાસના કાણ્ડરૂપ છે માટે. ॥ ૨-૨-૩॥**

પરા ભક્તિના ઉપક્રમ અને ઉપસંહારના અન્તરાળમાં-મધ્યમાં રહેલાં, સર્વે પણ-કાય, વાણી અને મનના વ્યાપારો, તેમાં-કાયવ્યાપાર -નમસ્કાર, અર્ચન, વન્દન, પાદસેવન અને શ્રવણરૂપ, વાગ્વ્યાપાર- કીર્તનરૂપ, મનો૦ ્યાપાર-સ્મરણ, સખાપણું અને આત્મનિવેદનાદિકરૂપ, એ બધાય શેષરૂપ થાય-એટને કે-મુખ્ય ભક્તિના અંગભૂત-સહાયભૂત થાય છે. । તેમાં હેતુ—ઉપાસનાકાણ્ડત્વ છે માટે-ભગવદ્ભક્તિની સિદ્ધિને અર્થે કરેલાં એ શ્રવણનમસ્કારાદિકનું ઉપાસનાકાણ્ડપણું-એક વિભાગરૂપતાજ છે માટે. ।

भा-केचिदेवं व्याचक्षते-उपक्रमोपसंहारयोरन्तराले ये उक्ताः—"ज्ञानयज्ञेन चाप्यन्ये" इत्यादिना, ते सर्वे न स्वतन्त्राः स्युः, किन्तु भक्तेरेव शेषाः स्युः-कीर्त्तनादिवदङ्गभूताः स्युः। कुतः? उपासनाकाण्डत्त्वात्-भक्तिकाण्डत्त्वात्। उपक्रमोपसंहारयोर्भक्त्येकपरयोर्मध्ये पठ्यमानानां तच्छेषतया तत्काण्डत्त्वमेव हि समुचितमिति ॥ २—२—३ ॥

ननु—पूर्वोक्ताः कायवाङ्मनोव्यापाररूपाः क्रियाः परभक्तौ कथमुपकुर्वन्तीत्याकाङ्क्षायामाह-ताभ्य इति ॥

**सू० ताभ्यः पावित्र्यमुपक्रमात् ॥ २—२—४ ॥**

ताभ्यो, गौणीभक्तिभ्यः। पावित्र्यम्—परमप्रीतिप्रतिबन्धकीभूतदुर्वासनादुरितक्षयरूपमन्तःकरणपावित्रत्त्वं भवति। ततश्च भगवत्स्वरूपे गाढप्रीतिरिति। तत्र हेतुः-उपक्रमात्-भक्तिमुपक्रम्य पावित्र्यविधानात् ॥ २-२-४ ॥

ननु—गौणीषु भक्तिषु भक्तेः साधनत्त्वं स्मर्यमाणं कथं? घटेतेत्याशङ्क्याह—तास्विति।

---

કેટલાક આમ વ્યાખ્યાન કરે છે-ઉપક્રમ અને ઉપસંહાર એ બેના મધ્યમાં જે-"જ્ઞાનયજ્ઞથી પણ જે બીજા મને આરાધે છે" ઇત્યાદિક વાક્યથી કહ્યા છે, તે સર્વે સ્વતન્ત્ર નથી, પરન્તુ-ભક્તિનાજ શેષભૂત છે, એટલે કે-કીર્તનાદિકની પેઠે અંગભૂત થાય છે। શાથી? તો કે-ઉપાસનાકાણ્ડતા-ભક્તિકાણ્ડતા છે માટે.। ઉપક્રમ અને ઉપસંહાર કે જે એક ભક્તિપ્રધાનજ છે, તેના મધ્યમાં જે પઠ્યમાન વાક્યો તેનું શેષપણું હોવાથી તેના કાણ્ડરૂપે છે એમ કહેવું તેજ સર્વથા ઉચિત છે. ॥ ૨-૨-૩ ॥

નનુ-શંકા, પૂર્વે કહેલી કાયવાઙ્મનોવ્યાપારરૂપ સઘળી ક્રિયાઓ પરભક્તિમાં કેવી રીતે ઉપકાર કરે છે?-ઉપકારક થાય છે? એ જાણવાની આકાંક્ષામાં કહે છે-

**તે ક્રિયાઓથી પવિત્રતા થાય છે, એવો ઉપક્રમ છે માટે ॥૨-૨-૪॥**

તે ગૌણી ભક્તિ થકી પવિત્રતા-પરમ પ્રીતિમાં પ્રતિબન્ધકીભૂત એવાં દુર્વાસનારૂપ દુરિતોના ક્ષયરૂપ અન્તઃકરણની પવિત્રતા થાય છે. અને તે પછી તેનાથીજ ભગવાનના સ્વરૂપમાં ગાઢ પ્રીતિ થાય છે. તેમાં હેતુ-ઉપક્રમ છે માટે, એટલે કે-ભક્તિનો ઉપક્રમ કરીને પવિત્રતાનું વિધાન છે માટે. ॥ ૨-૨-૪ ॥

નનુ-શંકા, શ્રવણાદિક ગૌણી ભક્તિમાં પરા ભક્તિનું સાધનત્વ કહેવામાં આવ્યું છે તે કેમ ઘટે? એમ આશંકા ઉઠાવીને કહે છે-

द्री-मित्यर्थः। सह पठनादिति। "सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः। नमस्यन्तश्चे"ति कीर्त्तनादिना सह पाठादित्यर्थः। यतनमिहार्चनादेर्लक्षकम्। अयमाशयः—यद्यप्यत्रान्यत्रेव श्रवणकीर्त्तनस्मरणपादसेवनार्चनवन्दनादि न पठितम्, अथापि कीर्त्तनवन्दनादेः पाठात् प्रत्यभिज्ञायते श्रवणकीर्त्तनादिलक्षणा गौणी भक्तिरिति॥ २-२-२॥

सर्वेऽपीत्येतद्व्याचष्टे—कायेति। कायादिव्यापारभेदं व्याचष्टे—कायव्यापारा इत्यादिना। उपासनाकाण्डत्वादिति। उपासनाया भक्तेः काण्डत्वात्—भक्तेः शाखोपशाखक्रमेणाभिवर्धकत्वादिति यावत्॥

उपक्रमोपसंहारयोरिति। "महात्मानस्तु मां पार्थ! दैवीं प्रकृतिमाश्रिताः। भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम्"। इति भक्त्युपक्रमः। "ये भजन्ति तु मां भक्त्ये"ति भजनेनोपसंहारः। "ज्ञानयज्ञेन चाप्यन्ये" इत्यादिनेति। अन्ये केचन मद्भजने प्रवृत्ता ज्ञानयज्ञेन मां यजन्तः—पूजयन्तः सन्तो मामुपासते—भजन्ते इति तदर्थः। एतेन–अर्चनस्य मुख्यभक्तौ शेषभूतस्योपसङ्ग्रहः कृतो भवति। "अनन्याश्चिन्तयन्तो माम्"इति च स्मरणमुक्तं भवति। "पत्रं पुष्पं फल"मित्यनेन च बाह्याभ्यर्चनमुक्तं भवति। "यत्करोषी"त्यनेनाप्यर्चनविशेष एवोक्तो भवति। तदेवमस्मिन् प्रकरणे परभक्त्येकशेषभूता एवाभ्यर्चनादिभेदाः प्रतिपादिता भवन्तीत्याशयः॥२-२-३॥

क्रियाः—श्रवणकीर्त्तनादिलक्षणाः॥ परमप्रीतीति। या परमा प्रीतिः-परोऽनुरागः, यस्मिन् प्रेमातिशये प्रियतमादन्यच्च किञ्चन स्मरेत्, नात्मानमपि, प्रियतमैकचित्तस्तन्मयो भवेत्, तस्मिन् प्रेमातिरेकलक्षणे प्रतिबन्धकीभूतवासनाशेषक्षयापादनद्वारेणोपकरोति श्रवणादिर्गौणी भक्तिरिति यावत्। भक्तिमुपक्रम्येति। इदमिति वक्ष्यमाणे भगवद्भजनमधिकृत्य उत्तमं पवित्रमिति पवित्रत्वविधानात्। तत्र परमभक्तेर्मुख्यायाः पुनर्भवापादकपापक्षयापादकतयोपयोग इव, गौण्याः परमभक्तिप्रतिबन्धकपापनिर्वहणद्वारेण परमभक्तावुपयोग इत्यर्थानुरोधात्सिद्ध्यति॥ २-२-४॥

गौणीष्विति। नमनादिषु। भक्तेः साधनत्वमिति। "नमस्यन्तश्च मां भक्त्या"। "पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छती" त्यादौ भक्त्येति तृतीयाश्रुत्या भक्तेः साधनत्वं गम्यते इति भावः। कथं घटेतेति। गौण्याश्च नमनादेः मुख्यभक्तावुपकारकता, गौण्यां भक्तेः साधनत्वोपपादनं न घटेतेति भावः॥

परमप्रेमलक्षणभक्तियोगादिति। अत्यर्थप्रीतिपूर्वकं क्रियमाणेषु कीर्त्तनादिषु प्रधानस्य—परानुरागस्यान्वयात् फलस्य आधिक्यम्—अङ्गिफलादाधिक्यम्–अङ्गिफलातिरिक्तफलत्वम्, अविलम्बेन परमपुरुषार्थप्रापकत्वलक्षणमङ्गिनि सिद्ध्यतीत्यर्थः। यथा कर्माङ्गभूतस्यैवोद्गीथस्योपासनान्वयेन कर्मणो वीर्यवत्तरत्वलक्षणफलाधिक्याधायकता, एवं कीर्त्तनादेरङ्गभूतस्य प्रेमविशेषलक्षणप्रधानजातीयान्वयेन अङ्गिनि प्रधानभक्तिलक्षणे, वीर्यवत्तरत्वलक्षणं फलाधिक्यं सिद्ध्यतीत्याशयः॥ २-२-५॥

नाम्नाङ्गतयेत्यस्य भावमाह–श्रवणादिनेति। अयमाशय—" सततं कीर्त्तयन्तो मां यतन्तश्च दृढव्रताः। नमस्यन्तश्च मां भक्त्या" इत्यादौ यो भक्तिशब्दः स न मुख्यः,

